ઉત્તરભાગ, કાઠિયાવાડ એજન્સિ, અને ગાયકવાડ સરકારના કેળવણી
ખાતા માટે લાયબ્રેરિ અને પ્રાઇઝબુક; અને ગોંડળ,
જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેક્સ્ટબુક

સરળ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ

પ્રાથમિક શાળાઓ, ટ્રેનિંગ કૉલેજો, અને અંગ્રેજી-ગુજરાતી
શાળાઓ માટે

લેખક

**સ્વ૦ પ્રેમચંદ કરમચંદ શાહ**

ગોંડળ સ્ટેટના માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર

સુધારેલી આવૃત્તિ પાંચમી

પ્રકાશક

પ્રેમચંદ કરમચંદ શાહ ઍન્ડ સન્સ તરફથી

**વાડીલાલ પ્રેમચંદ શાહ**

મુ૦ કપડવંજ (જિ૦ ખેડા)

૧૯૩૦



કિંમત છ આના

ઉત્તરભાગ, કાઠિયાવાડ એજન્સિ, અને ગાયકવાડ સરકારના કેળવણી
ખાતા માટે લાયબ્રેરિ અને પ્રાઇઝબુક; અને ગોંડળ,
જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેક્સ્ટબુક

સરળ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ

પ્રાથમિક શાળાઓ, ટ્રેનિગ કૉલેજો, અને અંગ્રેજી-ગુજરાતી
શાળાઓ માટે

લેખક
**સ્વ૰ પ્રેમચંદ કુરમચંદ શાહ**
ગોંડળ સ્ટેટના માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સપેક્ટર

સુધારેલી આવૃત્તિ પાંચમી

પ્રકાશકો
પ્રેમચંદ કરમચંદ શાહ એન્ડ સન્સ તરફથી
**વાડીલાલ પ્રેમચંદ શાહ**
મુ. કપડવંજ (જિ૰ ખેડા)

અમદાવાદ—ધ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

૧૯૩૦



કિંમત ૭ આના

Copies 3000

## 'સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' આવૃત્તિ પહેલી પર કેટલાક અભિપ્રાયો

**રાજકોટ હંટર ટ્રેનિંગ કૉલેજના મહૂમ પ્રિન્સિપાલ રા. સા. ગણપતરામ અનુપરામ ત્રવાડી**—"થોડામાં ઘણું સમાવ્યું જણાય છે. એ વિષયને લગતી જે જે ચોપડીઓ મારા જોવામાં આવી છે, તે તમારા 'પ્રકાશ' આગળ ઝાંખી પડતી જણાય છે. તમે મહેનત લઈને જે વિસ્તીર્ણ સંગ્રહ કર્યો છે, તે ઉપરથી જોઈ શકાય છે, કે એ ચોપડી વિદ્યાર્થીવર્ગને સંપૂર્ણ ઉપયોગી અને માર્ગદર્શક થઈ પડશે, એટલું જ નહિ પણ તમે એ કામ કરવામાં એટલી ચોકસી રાખી છે કે શિક્ષકવર્ગને પણ વિશ્વસનીય જણાશે. મને વિશ્વાસ છે કે મે. ડિરેક્ટર સાહેબ એ પુસ્તકને ઇનામ તથા લાયબ્રેરિ માટે મંજુર કરશે, એટલું જ નહિ પણ કૉલેજમાં 'ટેક્સ્ટબુક' તરીકે દાખલ કરશે. એની કિંમત પણ તમે વધારે રાખી નથી; તમારી મહેનત જોતાં તો કંઈ જ નથી એમ કહીએ તો ચાલે. તમે જે ખાતાની આજસુધી સેવા કરી રહ્યા છો તેને માટે પુસ્તકો રચવામાં અને પ્રકટ કરવામાં આ રીતે પણ ઘણું કર્યું છે, તેને માટે અભિનંદન આપું છું."

**વડોદરા સ્ટેટના માજી વિદ્યાધિકારી રાજ્યરત્ન રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા**—"પ્રે. ક શાહની વ્યુત્પત્તિ અત્યાર સુધીનાં વ્યુત્પત્તિનાં પુસ્તકોમાં એક સુધારો છે. તે ક્રમવારની રચનાને લીધે ધો. ૬–૭ની જરૂરીઆતો પૂરી પાડશે. કર્તાએ આ ઉપયોગી વિષય વિદ્વત્તાપૂર્વક અને સંતોષકારક રીતે વર્ણવ્યો છે."

**મુંબઇ મ્યુ. ગુજરાતી સ્કૂલોના સુપરિન્ટેન્ડેન્ટ, રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ., એલ. એલ. બી.,**—"સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ by Premchand K. Shah Esq. Deputy Edu. Inspector, Gondal State, is a compilation which is sure to prove very useful not only to the pupils for whom it is meant, but also to those who are interested in the study of the Gujarati Language and its growth. Great pains seem to have been taken in the compilation, and it is hoped that it will receive all encouragement from expected quarters, as almost all of his books deserve and have received."

# પ્રસ્તાવના

## ( ચોથી આવૃત્તિ )

વ્યુત્પત્તિનો વિષય પ્રાથમિક શાળાઓમાં ઘણાં વર્ષોથી દાખલ કર્યો છે, તોપણ આપણી ગુજરાતી શાળાઓમાં હજી વ્યુત્પત્તિ શિખવાઈ નથી એમ કહીએ તો ચાલે. એનું વિશેષ કારણ વ્યુત્પત્તિનો વિષય કયે ક્રમે શિખવવો જોઈએ, તેમાં આજસુધી મોટી ગેરસમજુતી ચાલતી હતી. શરૂઆતમાં શિક્ષકો એમ જ સમજતા હતા કે આ શબ્દ કઈ ભાષાનો છે, અથવા ઘણું તો એનો મૂળ શબ્દ કયો એમ પૂછયું એટલે બસ. આ ભૂલ અંતે સુધરી છે ને પ્રાથમિક શાળાનાં નવાં સુધારેલાં ધો. ૬-૭માં **"શબ્દની સાદી બાંધણી"** શિખવવા રાખેલ છે.

આ શિક્ષણ આપવાને ખાતામાં લાયક પુસ્તક નહોતું. 'વ્યુત્પત્તિ-પ્રકાશ' નામે પુસ્તક ખાતામાં ટેક્સ્ટબુક છે તે લગભગ પીસનાળીશેક વર્ષ પર લખાયલી છે. એમાં શબ્દનાં અંગ (ધાતુ, પ્રત્યયાદિ) શિખવવા સંબંધી લેખ જ નથી એમ કહીએ તો ચાલે. આથી અમે સને ૧૯૧૫ માં 'સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' નામે પુસ્તક બહાર પાડયું. આ પુસ્તક પર મળેલા કેટલાક અભિપ્રાય નીચે આપ્યા છે.

સરળ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશની પ્રથમાવૃત્તિ મે.ઉ.વિ.એ.ઇ.સા.બહાદુરે ઇ.નં. ૯૨૩૧ તા. ૫-૧૨-૧૬ થી **સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાયબ્રેરિ અને પ્રાઇઝ બુક તરીકે મંજુર કરી છે.** ગોંડળ સ્ટેટના મે.એ.ઇ. સાહેબે ડે.નં. ૯૯૬ તા. ૭-૧૨-૧૫થી **ટેક્સ્ટ બુક, લાયબ્રેરિ** અને **પ્રાઇઝ બુક** માટે મંજુર કરી છે.

બીજી આવૃત્તિ સુધારાવધારા સાથે બહાર પાડવામાં આવી હતી, તે ઉ.વિ.ના મે.એ.ઇ.સા. બહાદુરે ઇ.નં. ૧૩૨૦૧ તા. ૬-૧-૨૦ થી, બરોડા સ્ટેટના મે. વિદ્યાધિકારી સાહેબ બહાદુરે વિ.ક.ઓ.જા.

નં. ૭૯૩૭ તા. ૧૧-૧૨-૧૯થી, અને કાઠિઆવાડ એજન્સિના મે. વાલાસાન એજંટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદુરના પર્સનલ આસિસ્ટંટ સાહેબે ઇ.નં.બી.એ.પી. ૫૨ તા. ૨૭-૧૦-૧૯ થી **લાયબ્રેરિ** તા. **પ્રાઇઝબુક** તરીકે મંજુર કરી છે. જામનગર અને જૂનાગઢ સ્ટેટમાં **ટેક્સ્ટબુક** તરીકે મંજુર થઈ છે.

આ આવૃત્તિમાં પ્રાથમિક શાળાઓને ઉપયોગી ભાગ રાખી, પુસ્તકનું કદ બહુ વધી ન જવા ખાતર કેટલોક ભાગ કમી કર્યો છે, વળી રચનામાં કેટલોક ફેરફાર કર્યો છે, એટલે બીજી આવૃત્તિથી પુસ્તકને છેડે પાંચમી, છટ્ઠી ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોનો કોષ આપ્યો હતો, તેને બદલે ૫-૬-૭ ચોપડીના પાઠવાર શબ્દોની સમજુતી આપી છે; આથી વાચનપાઠ વખતે પાઠના શબ્દની વ્યુત્પત્તિ શિખવવામાં સરળતા થશે.

આ પુસ્તક લખવામાં તથા તેમાં સુધારો વધારો કરવાને શબ્દ-ચિંતામણી કોષ, સંસ્કૃત ધાતુરૂપ કોષ, શબ્દાર્થસિંધુ, અમરસાર કોષ, નર્મ કોષ, બેલસરે કૃત ગુજરાતી-ઇંગ્લિશ ડિક્શનેરી, લ. ગો. પટેલ કૃત ગુજરાતી શબ્દ કોષ, સરલ વ્યુત્પત્તિપાઠ, વ્યુત્પત્તિપ્રકાશ, વ્યુત્પત્તિ-સાર, ગુજરાતી ભાષાનું મધ્ય અને બૃહદ્ વ્યાકરણ, અને શાળાપત્રના આ વિષય ઉપરના લેખોનો આધાર લેવામાં આવ્યો છે; તેને માટે આ સ્થળે તે સર્વ ગ્રંથકર્તાઓ અને લેખકોનો આભાર માનું છું.

તા. ૧-૧-૨૬ }
મુ. કપડવંજ } કર્તા

# પ્રસ્તાવના

## (પાંચમી આવૃત્તિ)

આ પુસ્તકનો ખપ વધતો જાય છે એ જોઈ અમને સંતોષ થાય છે. તેથી એ વધારે સંતોષ અમારા સ્વ૦ પિતા (આ પુસ્તકના મૂળ કર્તા) ના આત્માને થતો હશે, કેમકે એમણે બાળકોની કેળવણીમાં જ પોતાનું લાંબું આયુષ્ય ગાળ્યું હતું.

આજકાલ પ્રાથમિક નિશાળોમાં, અને ઘણે મોટે ભાગે માધ્યમિક નિશાળોમાં પણ, વ્યાકરણ વ્યુત્પત્તિ વગેરે ભાષાશાસ્ત્રના વિષયો પરત્વે અનેક કારણોને લીધે કંઈક દુર્લક્ષ થાય છે એવી ફરિયાદ વારંવાર સંભળાય છે, અને તેમાં થોડું તથ્ય પણ છે. એ દુર્લક્ષ ટાળવાનો નમ્ર પ્રયત્ન આ પુસ્તકમાં થએલો જણાશે એવી અમે આશા રાખીએ છીએ.

આ પાંચમી આવૃત્તિથી પુસ્તકની ઉપયોગિતા ઘણી વધશે એમ કહેવું વધારે પડતું નહિ ગણાય. મૂળ પુસ્તકમાંથી ઘણો વધારે પડતો ભાર ઓછો કરી નાખવામાં આવ્યો છે અને પુસ્તકના મૂળ-ભૂત અંગને વધારે સંગીન અને શુદ્ધ બનાવવામાં આવ્યું છે.

વ્યુત્પત્તિ કેવો રસિક અને રમુજી વિષય છે એ બાબત શિક્ષક ભાઈઓના લક્ષ બહાર નથી. તેમાં તેમને સહાયતા મળે અને વિદ્યાર્થીઓને પણ પોતાની મેળે એ વિષયમાં વધારે ઊંડા ઊતરવાનું મન થાય એવો પ્રબન્ધ આ પુસ્તકમાં કરવામાં આવેલો જણાશે.

વ્યુત્પત્તિના ચોક્કસ જ્ઞાનથી થતા લાભ નીચે જણાવવાની રજા લઈએ છીએઃ—

૧. શબ્દનાં ખરાં રૂપ નજરમાં ઠસવાથી જોડણીમાં ભૂલ થવાનો સંભવ થોડો રહે છે. 'ति' કૃત્પ્રત્યય લાગવાથી કૃતિ, ગતિ, દૃષ્ટિ, નીતિ, પ્રસૂતિ, પ્રીતિ, ભક્તિ, મુક્તિ, રતિ, શાન્તિ, સંતતિ, સૃષ્ટિ,

સ્થિતિ, ગ્લાનિ, હાનિ, વગેરે શબ્દો થયા છે, એ જાણ્યા પછી કદી પણ અન્ત્ય ઇ દીર્ઘ લખવાની ભૂલ થશે નહિ.

૨. શબ્દોનો મૂળ **અર્થ** તથા લાક્ષણિક અર્થ ચોકખી રીતે સમજાય છે. '**શંકર**' નો મૂળ અર્થ 'સુખ કરનાર' અને લાક્ષણિક અર્થ 'મહાદેવ' છે તે આપણે વ્યુત્પત્તિ વડે જાણીએ છીએ.

૩. સમાનાર્થ શબ્દમાં રહેલો સૂક્ષ્મભેદ સમજી શકાય છે. 'સ્ત્રી' ને માટે **કામિની, માનિની, રમણી,** વગેરે અનેક શબ્દો છે, પણ આ શબ્દો વાપરવાનો ભેદ વ્યુત્પત્તિ વડે જણાય. કામી સ્ત્રીના વર્ણનમાં 'કામિની,' માનવતી સ્ત્રીના વર્ણનમાં 'માનિની,' અને મનોહર સ્ત્રીના વર્ણનમાં 'રમણી' શબ્દ વાપરવો યોગ્ય ગણાય.

૫. પૂર્વની જનસ્થિતિ અને જનસ્વભાવ જણાઈ આવે છે. '**પત્ર**' નો અર્થ પાંદડું થાય છે, બીજો અર્થ 'કાગળ' થાય છે. આ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં કાગળ નહોતા, ત્યારે પાંદડા પર લખતા. '**ભીમ**' (**ભી**=ભય પામવો ) શબ્દની વ્યુત્પત્તિ પરથી ભીમના દેખાવ, સ્વભાવ, ને કર્મનું અનુમાન થાય છે. '**અનુકૂળ**' -કૂલ=નદીનો કાંઠો; નદીને આ કાંઠે આવેલી ચીજ અનુકૂળ અને સામે કાંઠે આવેલી પ્રતિકૂળ. નદીને કાંઠે આર્ય પ્રજા વસતી હતી તેનો આ પુરાવો છે.

છેવટે, આ પુસ્તકને હાલનું સ્વરૂપ આપવામાં તથા અનેક કીમતી સૂચનાઓથી તેની ઉપયોગિતામાં વધારો કરવામાં અમને **રા. રા. સાકરલાલ અમૃતલાલ** દવેએ જે સહાયતા આપી છે, તે બદલ અમે તેમનો સાચા દિલથી આભાર માનીએ છીએ.

કપડવણજ
તા. ૧૧-૮-૧૯૩૦ } પ્રકાશકો

# અનુક્રમણિકા

## સંક્ષિપ્ત ચિહ્નો

सं.=સંસ્કૃત.
प्रा.=પ્રાકૃત.
अ.=અરબી.
फा.=ફારસી.
ક્રિ. વિ. અ.=ક્રિયાવિશેષણ અવ્યય.
ના. જા. પ્ર.=નારિજાતિનો પ્રત્યય.
ક્રિ. વા. પ્ર.=ક્રિયાવાચક પ્રત્યય.
ક. વા. પ્ર.=કર્તૃવાચક પ્રત્યય.
સા.વા.પ્ર.=સાધનવાચ્ય્ક પ્રત્યય.
વ.કૃ.પ્ર.=વર્તમાન કૃદંત પ્રત્યય.
લ.વા.પ્ર.=લઘુતાવાચક પ્રત્યય.
૩.ત.પુ.સ.=તૃતીયા તત્પુરુષસમાસ.
૬. ત. પુ. સ.=ષષ્ઠી તત્પુરુષ સમાસ.
ક. ધા. સ.=કર્મધારય સમાસ.
બ. વ્રી. સ.=બહુવ્રીહિ સમાસ.
અ. ભા. સ.=અવ્યયીભાવ સમાસ.
મ.પ.લો.સ.=મધ્યમપદલોપી સમાસ.

## સરળ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ

## ગુજરાતી ભાષાની ઉત્પત્તિ

હિંદમાં પ્રથમ અનાર્ય લોક વસતા હતા, તેમની ભાષાને પ્રાકૃત વ્યાકરણ રચનાર **દેશ્ય** ભાષા કહે છે. ત્યારપછી હિંદમાં આર્યલોકો વાયવ્ય કોણને માર્ગે આવ્યા, તેમની ભાષા **જૂની આર્ય** કે **સંસ્કૃત** નામથી ઓળખાય છે. ભાષા બોલાતી હોય છે ત્યારે તેમાં અનેક વિકાર થયા કરે છે. ઉચ્ચારની ખામીથી, અનાર્ય પ્રજાના સમાગમથી, અને એવાં બીજા કારણોથી સંસ્કૃત ભાષા બગડતી ગઈ. સંસ્કૃત ભાષામાં વિકાર થતાં જે પ્રથમ ભાષા પંજાબમાં ઉદ્ભવી તે **પ્રાકૃત** હતી. પંજાબમાંથી કેટલાક આર્યો મારવાડ, ગુજરાત તરફ આવ્યા, ત્યારે પંજાબની પ્રાકૃત ભાષા પરથી **અપભ્રંશ** ભાષા ઉત્પન્ન થઈ, અને અપભ્રંશ ભાષા પરથી **જૂની ગુજરાતી ભાષા** થઈ છે.

પંજાબમાંથી જે આર્યો આપણા દેશમાં આવ્યા તે **ગુર્જરો** હતા. તેમના નામ પરથી આપણા દેશનું જુનું નામ **લાટદેશ** હતું તે બદલાઈ દેશનું નામ **ગુજરાત** ને ભાષાનું નામ ગુજરાતી પડયું છે. 'ગુજરાત' શબ્દ 'ગુર્જરત્રા' પરથી થયો છે, અને તેનો અર્થ 'ગુર્જરોથી રક્ષણ કરાએલી' ભૂમિ થાય છે.

મુસલમાની રાજ્ય થતાં ગુજરાતી ભાષામાં કેટલાક **અરબી ફારસી** શબ્દો આવ્યા છે. યુરોપી પ્રજાઓ આ દેશમાં વેપાર અર્થે આવી છે, તેમાં પ્રથમ પોર્ટુગીઝ પ્રજા હતી, તે પ્રજાના સંસર્ગથી **પોર્ટુગીઝ** શબ્દો અને હાલમાં અંગ્રેજી રાજ્ય હોવાથી **અંગ્રેજી** શબ્દો ગુજરાતી ભાષામાં ભળ્યા છે ને ભળતા જાય છે. આ રીતે ગુજરાતી ભાષામાં **શુદ્ધસંસ્કૃત, અપભ્રંશ, દેશ્ય,** અને **પરભાષાના** શબ્દો છે. શુદ્ધસંસ્કૃત શબ્દો પાંચઆની, અપભ્રંશ નવઆની, ને દેશ્ય પરદેશી શબ્દો બેઆની હશે.

સંસ્કૃત શબ્દો **તત્સમ** (તદ્=તે, મૂળભાષા+સમ=સરખું) શબ્દો કહેવાય છે, કેમકે તે શબ્દો સંસ્કૃત ભાષામાં છે તેવા ને તેવા દાખલ થયા છે. ઉદાહરણ—અંક, અભિમાન, આગ્રહ, ઇંદ્ર, ઉદ્યાન, કવિ, ચરણ, દર્શન, ધારા, નિવૃત્તિ, પૂજક, ભાવ, ભિક્ષા, વિશ્વાસ, વગેરે.

અપભ્રંશ શબ્દો **તદ્ભવ** ( તદ્=તે, મૂળભાષા+ભવ=થવું તે ) શબ્દો કહેવાય છે, કેમકે તે સંસ્કૃત શબ્દના રૂપમાં ફેરફાર થઇને આવેલા છે. તદ્ભવ શબ્દો બે પ્રકારના છે. **૧. પ્રાચીન તદ્ભવ, ૨. અર્વાચીન તદ્ભવ.** જે શબ્દો સંસ્કૃતમાંથી લાગલાજ વિકાર પામી દેશી ભાષામાં દાખલ થયા છે તે અર્વાચીન તદ્ભવ શબ્દ કહેવાય છે. ઉદાહરણ—

**પ્રાચીન તદ્ભવ**—અન્યાનિ–અણ્ણઇ–અને, ને; ચતુર્દશન્–ચઉદ્દહ–ચઉદ; પિતૃગૃહ–પિતૃઘર–પિઇહિર–પીહર; ભગિનીપતિ–ભયણીવઇ–બનેવી; રાજ્ઞીદેવી–રન્નાદેવ–રાંદેર; વૈવાહિક–વેવાહિઓ–વેવાહી

**અર્વાચીન તદ્ભવ**—કાર્ય–કારજ; ધર્મ–ધરમ; પર્વ–પરવ; માર્ગ–મારગ; વર્ષ–વરસ; પ્રાણ–પરાણે; સ્નેહ–સનેહ–નેહ

---

# ખંડ ૧ લો

## ( અક્ષરવિચાર, સંધિ, સમાસ અને તદ્ધિત પ્રયત્ય )

## અક્ષરવિચાર

---

### સ્થાન પ્રમાણે અક્ષરોનું કોષ્ટક

| | વ્યંજન | સ્વર |
|---|---|---|
| **કંઠસ્થાની**— | ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, હ્,............ | અ, આ |
| **તાલુસ્થાની**— | ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ય્, શ્,...... | ઇ, ઈ |
| **મૂર્ધસ્થાની**— | ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ર્, ષ્, ળ્,.... | ઋ |
| **દંતસ્થાની**— | ત્, થ્, દ્, ધ્, ન્, લ્, સ્,.......... | |
| **ઓષ્ઠસ્થાની**— | પ્, ફ્, બ્, ભ્, મ્,................ | ઉ, ઊ |

વ્ દંતૌષ્ઠ્ય છે, કેમકે તેનો ઉચ્ચાર ઉપલા દાંત નીચલા ઓઠની સાથે અડાડવાથી થાય છે. **એ, ઐ** કંઠતાલવ્ય, અને **ઓ, ઔ** કંઠૌષ્ઠ્ય છે.

કંઠસ્થાની અક્ષરો ગળામાંથી બોલાય છે, તાલુસ્થાની અક્ષરો જીભ તાળવે અડાડ્યાથી બોલાય છે, મૂર્ધસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતની અંદરના અવાળુને અડાડ્યાથી બોલાય છે, દંતસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતને અડાડ્યાથી બોલાય છે, અને ઓષ્ઠસ્થાની અક્ષરો બોલતાં બે ઓઠ ભેગા કરવા પડે છે.

**સ્પર્શવ્યંજન**—ક્ થી મ્ સુધીના વ્યંજનોનો ઉચ્ચાર કરતાં જીભના ભાગો જુદાં જુદાં સ્થાનોને બરાબર સ્પર્શ કરે છે, માટે એ સ્પર્શ વ્યંજન કહેવાય છે.

**અર્ધસ્વર**—ય્, ર્, લ્, વ્, વ્યંજનોનો ઉચ્ચાર કંઈક સ્વર જેવો છે, માટે એ અર્ધસ્વર કહેવાય છે.

**ઊષ્મવ્યંજન**—શ્, ષ્ સ્, અને હ્નો ઉચ્ચાર કરવામાં એક પ્રકારનો વાયુ પ્રધાન છે માટે ઊષ્મ (ઊષ્મન્=વાયુ) કહેવાય છે.

**ઘોષવ્યંજન**—જેનો ઉચ્ચાર કરતાં કંઈક રણકા જેવો અવાજ (ઘોષ) થાય છે તે. ગ્, જ્, ડ્, દ્, બ્, ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; ઙ્, ઞ્, ણ્, ન્, મ્; ય્, ર્, લ્, વ્, હ્, ળ્ (સ્વરો બધા ઘોષ છે.)

**અઘોષવ્યંજન**—જેનો ઉચ્ચાર કરતાં રણકા જેવો અવાજ (ઘોષ) નથી થતો તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ખ્, છ્, ઠ્, થ્, ફ્; શ્, ષ્, સ્

**અલ્પપ્રાણ**—જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ ખેંચવો પડે છે તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ગ્, જ્, ડ્, દ્, બ્; ય્, ર્, લ્, વ્, ળ્

**મહાપ્રાણ**—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ ખેંચવો પડે છે તે. ખ્, છ્, ઠ્, થ્, ફ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; શ્, ષ્, સ્, હ્

**અનુનાસિક**—ઙ્, ઞ્, ણ્, ન્, મ્, એઓ પોતાના સ્થાને નાસિકામાંથી બોલાય છે. આ અક્ષરો અલ્પપ્રાણ છે.

---

# સંધિ

**સંધિ**—જ્યારે એક પદમાં બે અક્ષરો પાસે આવી તેમાં ફેરફાર થાય છે, ત્યારે સંધિ થઈ કહેવાય છે. (**सम्+धा**=જોડવું; સંધિ એટલે જોડાણ કે સંધાણ)

ગુજરાતી થઈ ગએલા શબ્દોમાં સંધિ થતી નથી, પણ ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દો સંધિ થએલા વાપરીએ છીએ, માટે સંધિના કેટલાક અગત્યના નિયમો નીચે આપીએ છીએ.

## સ્વરસંધિ

(૧) જો **અ** કે **આ** ની પછી **અ** કે **આ** આવે, તો તે બંને મળીને **આ** થાય છે.

**અ+અ=આ**

અદ્ય+અપિ=અદ્યાપિ
ઉભય+અન્વયી=ઉભયાન્વયી
દાવ+અનળ=દાવાનળ
દિવ્ય+અંગના=દિવ્યાંગના
ન્યાય+અધીશ=ન્યાયાધીશ
બાર+અક્ષરી=બારાક્ષરી (બારાખડી)
સ+અક્ષર=સાક્ષર
સ+અક્ષી=સાક્ષી
સ+અર્થ+ક=સાર્થક
ન+અસ્તિ+ક=નાસ્તિક
સ્વ+અધીન=સ્વાધીન
હિમ+અચલ=હિમાચલ
અક્ષ+અંશ+અક્ષાંશ
અષ્ટમ+અંશ=અષ્ટમાંશ
ઉત્તર+અયન=ઉત્તરાયન (ઉતરાણ)
પૂર્વ+અવસ્થા=પૂર્વાવસ્થા
બીજ+અંકુર=બીજાંકુર
મુર+અરિ=મુરારિ
રાજ્ય+અભિષેક=રાજ્યાભિષેક
રામ+અયન=રામાયણ
લોહિત+અંગ=લોહિતાંગ
વેદ+અંગ=વેદાંગ
સ+અષ્ટ+અંગ=સાષ્ટાંગ
સહ્ય+અદ્રિ=સહ્યાદ્રિ
સિંહ+અવલોકન=સિંહાવલોકન
સ્નેહ+અધીન=સ્નેહાધીન
વૃત્ત+અંત=વૃત્તાંત

**અ+આ=આ**

| | |
|---|---|
| દર્ભ+આસન=દર્ભાસન | શરણ+આગત=શરણાગત |
| ગુરુત્વ+આકર્ષણ=ગુરુત્વાકર્ષણ | સ્વ+આગત=સ્વાગત |
| કેશ+આકર્ષણ=કેશાકર્ષણ | અન્યોન્ય+આશ્રય=અન્યોન્યાશ્રય |
| રસ+આલ=રસાલ | શુક્ર+આચાર્ય=શુક્રાચાર્ય |
| જળ+આશય=જળાશય | સંન્યાસ+આશ્રમ=સંન્યાસાશ્રમ |
| વાત+આવરણ=વાતાવરણ | ભય+આનક=ભયાનક |
| ધન+આઢ્ય=ધનાઢ્ય | રત્ન+આકર=રત્નાકર |
| હસ્ત+આદિ=હસ્તાદિ | વંશ+આવલી=વંશાવલી |

**આ+અ=આ**

| | |
|---|---|
| આજ્ઞા+અંકિત=આજ્ઞાંકિત | સેના+અધિપતિ=સેનાધિપતિ |
| કદા+અપિ=કદાપિ | આજ્ઞા+અધીન=આજ્ઞાધીન |
| તથા+અપિ=તથાપિ | મુદ્રા+અંકિત=મુદ્રાંકિત |
| ભાષા+અંતર=ભાષાંતર | યથા+અર્થ=યથાર્થ |
| વિદ્યા+અર્થી+વિદ્યાર્થી | રેખા+અંશ=રેખાંશ |

**આ+આ=આ**

| | |
|---|---|
| ઇચ્છા+આદિ+ક=ઇચ્છાદિક | ક્ષુધા+આર્ત=ક્ષુધાર્ત=ભૂખથી પીડાએલું |
| કૃપા+આલુ=કૃપાલુ | વક્ર+રેખા+આકૃતિ=વક્રરેખાકૃતિ |
| ચિન્તા+આતુર=ચિન્તાતુર | વિદ્યા+આલય=વિદ્યાલય |
| મહા+આત્મા=મહાત્મા | |

(૨) ઇ કે ઈ ની પછી ઇ કે ઈ આવે, તો તે બંને મળી ઈ થાય છે. ઉદા૦—

| | |
|---|---|
| અધિ+ઈશ=અધીશ | આદિ+ઈશ્વર=આદીશ્વર |
| અગ્નિ+ઈશ્વર=અગ્નીશ્વર | યોગી+ઈશ્વર=યોગીશ્વર |
| પરિ+ઈક્ષા=પરીક્ષા | |

(૩) ઉ કે ઊ ની પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને ઊ થાય છે. ઉદા૦—ભાનુ+ઉદય=ભાનૂદય

(૪) **અ** કે **આ** ની પછી ઇ કે ઈ આવે, તો તે બેઉ મળીને **એ** થાય છે. ઉદા૦—

ઈશ્વર+ઇચ્છા=ઈશ્વરેચ્છા
સ+ઇન્દ્રિય=સેન્દ્રિય
લોક+ઇષણા=લોકેષણા
નર+ઈશ=નરેશ
રાજા+ઇન્દ્ર=રાજેન્દ્ર
રાજા+ઈશ્વર=રાજેશ્વર
દ્વારકા+ઈશ=દ્વારકેશ
મહા+ઈશ=મહેશ

(૫) **અ** કે **આ** પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને **ઓ** થાય છે. ઉદા૦—

ગુપ્ત+ઉત્તર=ગુપ્તોત્તર
જીર્ણ+ઉદ્ધાર=જીર્ણોદ્ધાર
લોક+ઉક્તિ=લોકોક્તિ
વિત્ત+ઉપાર્જન=વિત્તોપાર્જન= ધન મેળવવું
શ્વાસ+ઉચ્છ્વાસ=શ્વાસોચ્છ્વાસ (સાસોસાસ, શ્વાસોશ્વાસ)
ધર્મ+ઉપદેશક=ધર્મોપદેશક
પુરુષ+ઉત્તમ=પુરુષોત્તમ
મદ+ઉન્મત્ત=મદોન્મત્ત
મહા+ઉદધિ=મહોદધિ=મોટોસમુદ્ર
મહા+ઉપાધ્યાય=મહોપાધ્યાય
વેદ+ઉક્ત=વેદોક્ત
સમ+શીત+ઉષ્ણ=સમશીતોષ્ણ
સમ+ઉષ્ણતા+વૃત્ત=સમોષ્ણતા-વૃત્ત
સાંગ (સ+અંગ)+ઉપાંગ (ઉપ+અંગ)=સાંગોપાંગ=અંગ ને ઉપાંગ સાથે

(૬) **અ** કે **આ** પછી **ઋ** આવે તો બંને મળીને **અર્** થાય છે. ઉદા૦—બ્રહ્મ+ઋષિ=બ્રહ્મર્ષિ; મહા+ઋષિ=મહર્ષિ; રાજ+ઋષિ=રાજર્ષિ; સપ્ત+ઋષિ=સપ્તર્ષિ

(૭) **અ** કે **આ** પછી એ, **ઐ** આવે તો **ઐ**; અને **ઓ** **ઔ** આવે તો **ઔ** થાય છે. ઉદા૦—ન+એક=નૈક; સદા+એવ=સદૈવ; કાષ્ઠ+ઔષધ=કાષ્ઠૌષધ

(૮) હ્રસ્વ કે દીર્ઘ ઈ, ઉ, ઋ પછી કોઈ પણ વિજાતીય*

---

*પોતાના જેવો સ્વર તે સજાતીય, અને તેથી જુદો તે વિજાતીય. **અ** ને **આ** તે સજાતીય, પણ **અ** ને **ઈ** તે વિજાતીય.

સ્વર આવે, તો અનુક્રમે ઇ નો **ય્**, ઉ નો **વ્** ને **ઋ** નો **ર્** થાય છે, અને પછી તેમાં પાછળનો સ્વર ભળે છે. માટે જ ય્ ર્ લ્ વ્ અર્ધસ્વર કહેવાય છે. ( જુઓ પૃષ્ઠ ૩ ) ઉદા૦—

| | |
|---|---|
| અતિ+અંત=અત્યંત | નિ+ઊન+તા=ન્યૂનતા |
| અધિ+અક્ષિ=અધ્યક્ષ | અનુ+અય=અન્વય |
| ત્રિ+અમ્બક=ત્ર્યંબક | સુ+અચ્છ=સ્વચ્છ |
| પ્રતિ+અય=પ્રત્યય | વિ+આકુલ=વ્યાકુલ |
| વિ+અર્થ=વ્યર્થ | પ્રતિ+ઉત્તર=પ્રત્યુત્તર |
| વિ+ઉત્પત્તિ=વ્યુત્પત્તિ | સુ+અલ્પ=સ્વલ્પ=ઘણું થોડું |

(૯) એ, ઐ, ઓ, ઔ પછી કોઈ પણ સ્વર આવે, તો અનુક્રમે **અય્**, **આય્**, **અવ્**, **આવ્** થાય છે; પછી પાછળનો સ્વર તેમાં ભળે છે. ઉદા૦—

| | |
|---|---|
| ની–ને+અન=નયન | ની–નૈ+અક=નાયક |
| નૌ+ઇક=નાવિક | શ્રુ–શ્રૌ+અક=શ્રાવક |
| ગૈ+અન=ગાયન | |

## વ્યંજનસંધિ

(૧) પહેલા પદને અંતે અનુનાસિક સિવાયનો કોઈપણ વ્યંજન, અને બીજાની આદિએ સ્વર કે ઘોષ વ્યંજન આવે; તો પહેલા વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો ત્રીજો વ્યંજન થાય છે. ઉદાહરણ—

| | |
|---|---|
| ઉત્+અય=ઉદય | સત્+વિચાર=સદ્વિચાર |
| દિક્+વિજય=દિગ્વિજય | ચતુર્+અંગી=ચતુરંગી |
| વાક્+દોષ=વાગ્દોષ | જગત્+ઈશ=જગદીશ |
| સત્+અભિમાન=સદભિમાન | સત્+આચાર=સદાચાર |
| સત્+બુદ્ધિ=સદ્બુદ્ધિ | ઉત્+આસ=ઉદાસ |

(૨) પહેલાને અંતે સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અનુનાસિક વ્યંજન આવે; તો સ્પર્શ વ્યંજનને ઠેકાણે તે વર્ગનો

અનુનાસિક વ્યંજન વિકલ્પે ( કરવો હોય તો થાય, અને ન કરવો હોય તો ન થાય ) થાય છે; પણ અનુનાસિક વ્યંજન પ્રત્યયનો હોય તો કરવો જ જોઈએ. ઉદા૦—ઉદ્+મત્ત=ઉન્મત્ત કે ઉદ્મત્ત; જગત્+નાથ=જગન્નાથ; તત્+મય=તન્મય

(૩) પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઈપણ સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અઘોષ વ્યંજન આવે; તો તે સ્પર્શ વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો પહેલો વ્યંજન થાય છે. ઉદા૦—

| | |
|---|---|
| સત+કાર=સત્કાર | જગત+કર્તા=જગત્કર્તા |
| સત્+સંગ=સત્સંગ | ઉદ્+ક્રમણ=ઉત્ક્રમણ |
| સત્+પુરુષ=સત્પુરુષ | સત્+કર્મ=સત્કર્મ |

(૪) જો દંતસ્થાની વ્યંજન પછી તાલુસ્થાની, મુર્ધસ્થાની, કે લ્ વ્યંજન આવે; તો દંતસ્થાની પોતે તેવા જ થઈ જાય. ઉદા૦—

| | |
|---|---|
| સત્+ચિત્+આનંદ=સચ્ચિદાનંદ | ઉદ્+લાસ=ઉલ્લાસ=અત્યંત પ્રેમ |
| ઉદ્+જ્વલ=ઉજ્જ્વલ (ઉજળું) | તત્+લીન=તલ્લીન |
| સત્+જન=સજ્જન | |

(૫) ત વર્ગના કોઈ વ્યંજન પછી 'શ્' આવે તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે 'ચ્' ને વિકલ્પે 'શ્' નો 'છ્' થાય છે, ગુજરાતીમાં તો છકારવાળું રૂપ જ વપરાય છે. ઉદા૦—ઉદ્+શ્વાસ=ઉચ્છ્વાસ; અધ્+શેર=અચ્છેર; ઉદ્+શિષ્ટ=ઉચ્છિષ્ટ=એઠું

(૬) ત વર્ગના કોઈ વ્યંજન પછી હ્ આવે, તો ત વર્ગના વ્યંજનને ઠેકાણે 'દ્' અને હ્ નો 'ધ્' થાય છે. ઉદા૦—ઉદ્+હત=ઉદ્ધત; તદ્+હિત=તદ્ધિત; પદ્+હતિ=પદ્ધતિ

---

## વિસર્ગસંધિ

(૧) સ્ કે વિસર્ગની પૂર્વે 'અ' હોય, અને પછીથી ઘોષ વ્યંજન આવે; તો સ્ કે વિસર્ગનો ઉ થઇને પૂર્વેના 'અ'ની સાથે મળીને ઓ થાય છે. ઉદા૦—

| | |
|---|---|
| તપસ્+વન=તપોવન | સરસ્+વરે=સરોવર |
| પુરસ્+હિત=પુરોહિત | તમસ્+રૂપ=તમોરૂપ |
| મનસ્+બળ=મનોબળ | મનસ્+રથ=મનોરથ |
| મનસ્+રંજક=મનોરંજક | મનસ્+દશા=મનોદશા |
| મનસ્+હર=મનોહર | યયસ્+ગીત=યશોગીત |
| શિરસ્+મણિ=શિરોમણિ | શિરસ્+બિંદુ=શિરોબિંદુ |

(૨) વિસર્ગની પૂર્વે અ આ સિવાયનો કોઈ સ્વર હોય, અને પછીથી કોઈપણ ઘોષાક્ષર આવે; તો વિસર્ગનો ર્ થાય છે.

ર્ ની પછી ર્ આવે, તો એક ર્ ઊડી જાય છે, અને વિસર્ગ-ની પૂર્વનો સ્વર લંબાવવામાં આવે છે. ઉદા૦—

| | |
|---|---|
| નિર્ કે નિઃ+અંતર=નિરંતર | ધનુસ્ કે ધનુઃ+વિદ્યા=ધનુર્વિદ્યા |
| નિર્ કે નિઃ+જળ=નિર્જળ | દુઃ+યોધન=દુર્યોધન |
| નિર્ કે નિઃ+વાટ=નિર્વાટ | નિઃ+રસ=નીરસ |
| દુઃ+દશા=દુર્દશા | નિઃ+રવ=નીરવ |

(૩) સ્ કે વિસર્ગની પૂર્વે ઇવર્ણ કે ઉવર્ણ આવ્યો હોય, અને પછીથી ક્, ખ્, પ્, ફ્ આવે; તો તેનો ષ્ થાય છે. ઉદા૦—નિસ્+કપટી=નિષ્કપટી; નિસ્+કલંકી=નિષ્કલંકી=દોષવિનાની; નિસ્+ફલ=નિષ્ફલ; દુસ્+કાળ=દુષ્કાળ (ડકાળ); નિસ્+પાપ=નિષ્પાપ

(૪) વિસર્ગની પછી ચ્, છ્ આવે, તો વિસર્ગનો શ્; અને ત્, થ્ આવે તો સ્ થાય છે. ઉદા૦—નિઃ+ચય=નિશ્ચય; નિઃચલ=નિશ્ચલ=અચળ, હાલી ન શકે એવું; નિઃ+ચિત=નિશ્ચિત=નક્કી; નિઃ+ચિન્ત=નિશ્ચિંત=ચિન્તા વગરનું, નિઃ+તેજ=નિસ્તેજ

(૫) વિસર્ગની પછી શ્, ષ્, સ્ આવે તો વિસર્ગ કાયમ રહે, અથવા તેને ઠેકાણે અનુક્રમે શ્, ષ્, સ્ થાય છે. ઉદા૦—જ્યોતિઃ+શાસ્ત્ર=જ્યોતિઃશાસ્ત્ર કે જ્યોતિશ્શાસ્ત્ર; નિઃ+શંક=નિઃશંક કે નિશ્શંક

## સમાસ

| | |
|---|---|
| ભાઈબેન | નવરાત્ર |
| સેનાપતિ | ચતુર્ભુજ |
| મહાદેવ | યથાશક્તિ |

ઉપરના શબ્દો વાંચતા તરત સમજાશે, કે એ શબ્દો એક કરતાં વધારે શબ્દોના બનેલા છે. આવી રીતે શબ્દો ભેગા કરીને બોલવાથી સરળતા થાય છે. એવા ભેગા શબ્દોને **સમાસ** કહે છે.

બોલવાની અને અર્થ સમજાવવાની સરળતા અનેક રીતે સધાય છે. એ રીતો ઉપરથી સમાસના પ્રકાર ગણાય છે.

(૧) માબાપ = મા **અને** બાપ
ભાઈબેન = ભાઈ **અને** બેન
દેવદાનવ = દેવ **અને** દાનવ (રાક્ષસ)
દિનરાત = દિન (દિવસ) **અને** રાત
દોરીલોટો = દોરી **અને** લોટો
સુખદુ:ખ = સુખ **કે** દુ:ખ
દશબાર = દશ **કે** બાર

'દોરી અને લોટો એમ કહેવાને બદલે ટુંકાણમાં 'દોરીલોટો' એમ સરળતાથી બોલાય છે. એક કરતાં વધારે શબ્દોનાં આવાં જોડકાંને **દ્વન્દ્વ** (બેનું જોડકું) સમાસ કહે છે. સમાસના નામ પરથી સમાસનું લક્ષણ તરત ધ્યાનમાં આવે એવી સરસ ગોઠવણ કરેલી છે.

(૨) નૃપાશ્રિત (નૃપ+આશ્રિત)=રાજા**ને** આશરે ગએલો (દ્વિતીયા તત્પુરુષ)
ગુણરહિત = ગુણ **વડે** રહિત, ગુણ વગરનું (તૃતીયા તત્પુરુષ)
કીર્તિસ્તંભ = કીર્તિ**ને માટે** સ્તંભ (ચતુર્થી તત્પુરુષ)
સ્થાનભ્રષ્ટ = સ્થાન**થી** ભ્રષ્ટ (પડી ગએલું) (પંચમી તત્પુરુષ)
રાજમહેલ = રાજા**નો** મહેલ (ષષ્ઠી તત્પુરુષ)
જગજાહેર = જગ**માં** જાહેર (સપ્તમી તત્પુરુષ)

આ સમાસોમાં પહેલા અને બીજા પદ વચ્ચે વિભક્તિનો સંબન્ધ છે. આવા સમાસને તત્પુરુષ (તેનો પુરુષ) સમાસ કહે છે.

  

'તત્પુરુષ' શબ્દ પોતે જ તત્પુરુષ સમાસ છે, એ ખુબી ધ્યાનમાં રાખવી.

(क) કર્તરિ પ્રયોગ = કર્તામાં પ્રયોગ
કર્મણિ પ્રયોગ = કર્મમાં પ્રયોગ
ભાવેપ્રયોગ = ભાવમાં પ્રયોગ
ઘોડેસવાર = ઘોડા પર સવાર

આ સમાસોમાં વિભક્તિના પ્રત્યયનો લોપ થતો નથી હોતો; તેને **અલુક્** (અ=નહિ+લુક્=લોપ) તત્પુરુષ સમાસ કહે છે.

(ख) અન્યાય = (અ=નહિ+ન્યાય) ન્યાય નહિ તે; જુલમ
અસત્ય = સાચું નહિ તે
અધર્મ = ધર્મ નહિ તે; દુરાચાર; અનીતિ
અનંત = (અન્–નહિ+અંત=છેડો) જેનો છેડો નહિ તે–અપાર
અનાર્ય = (અન+આર્ય) આર્ય નહિ તે
અણબનાવ = (અણ=નહિ+બનાવ) બનાવ નહિ તે; વિરોધ
અણસમજુ = સમજુ નહિ તે; મૂર્ખ
નકામું = (ન=નહિ+કામું) કામ વગરનું

આ સમાસોમાં પૂર્વપદ નકારવાચક **अ, अन्** કે અણ, અને **न** હોય છે, તે **નઞ્ તત્પુરુષ** સમાસ કહેવાય છે.

(ग) દિનકર = (દિન=દિવસ+કર=કરનાર) દિવસને કરે તે; સૂર્ય
કુંભકાર = કુંભને કરે તે
હિતકારક = હિતને કરે તે
નિશાચર = (નિશા=રાત+ચર=ચાલનાર) રાત્રે ફરતું તે
રાજનીતિજ્ઞ = (રાજનીતિ+જ્ઞ=જાણનાર) રાજનીતિને જાણનાર તે
દુઃખદ = (દુઃખ+દ=આપનાર) દુઃખને આપે તે
ભૂપાલ=(ભૂ=પૃથ્વી+પાલ=પાળનાર) પૃથ્વીને પાળે તે; રાજા
બુદ્ધિશાળી=બુદ્ધિ વડે શાલી–શોભનાર; સંસ્કૃતમાં **शाल** ધાતુનો અર્થ શોભવું થાય છે.

આવા તત્પુરુષ સમાસમાં પૂર્વપદ ઘણું કરીને બીજી વિભક્તિમાં, અને ઉત્તરપદ ધાતુ પરથી બનેલા ભાગ હોય છે; તે ઉપપદ સમાસ કહેવાય છે.

(ઘ) મહાસાગર = મોટો સાગર
મહાપુરુષ = મોટો પુરુષ
ભવકૂપ = સંસાર રૂપી કુવો
કમળનયન = કમળ જેવાં નયન
સુકીર્તિ = સારી કીર્તિ
કુકર્મ = નઠારાં કામ

ઉપર જોઈ ગયા કે તત્પુરુષ (તેનો પુરુષ) એ તત્પુરુષ સમાસ છે. હવે 'તત્પુરુષ'નો બીજો અર્થ પણ થાય, 'તે પુરુષ'. અર્થાત પહેલું પદ વિશેષણ અને બીજું પદ વિશેષ્ય હોય એવા સમાસને પણ તત્પુરુષ કહેવાય; પણ એનું ખાસ નામ પાડેલું છે–**કર્મધારય.** એટલે કે કર્મધારય સમાસ એ તત્પુરુષ સમાસનો પેટા ભાગ છે.

કર્મ=ક્રિયા, અને ધારય=ધારણ કરનાર કે સંબન્ધ રાખનાર; એટલે એક જ ક્રિયા સાથે જે સમાસમાં પદોનો સંબન્ધ હોય છે, અર્થાત એક જ વિભક્તિમાં પદો આવે છે, તેને કર્મધારય સમાસ કહે છે.

(ઙ) ત્રિભુવન = ત્રણ ભુવનનો સમૂહ
પંચમહાલ = પાંચ મહાલનો સમૂહ
પંચવટી = પાંચ વડનો સમૂહ
અઠવાડીઉં = આઠ વારનો સમૂહ
નવરાત્ર = નવ રાત્રિનો સમૂહ (આસો સુદિ ૧–૯)

પહેલું પદ વિશેષણ અને બીજું વિશેષ્ય હોય (મહાસાગર= મોટો સાગર), તો તે સમાસને કર્મધારય ગણ્યો. હવે પહેલું પદ ગમે તેવું વિશેષણ નહિ, પણ **સંખ્યાવાચક** વિશેષણ હોય તો તેને **દ્વિગુ** સમાસ કહેવો. અર્થાત, દ્વિગુ સમાસ કર્મધારયનો પેટા ભાગ છે.

દ્વિગુ સમાસમાં પહેલું પદ દ્વિ સંખ્યાવાચક વિશેષણ છે, એ ધ્યાનમાં રાખવું. દ્વિગુ સમાસમાં આખા સમાસના અર્થમાં સમુહ

કે સમુદાયનો અર્થ રહેલો છે. (પંચવટી–જુદી જુદી જગાએ પાંચ વડ હોય તો તે પંચવટી કહેવાય નહિ, પણ એક જ જગાએ પાંચ વડનો સમુદાય આવેલો હોય તો તે જગાને પંચવટી કહી શકાય.)

(૩) ચતુર્ભુજ = ચતુર્ (ચાર) છે ભુજ (હાથ) જેમના; વિષ્ણુ.

દશમુખ = દશ છે મુખ જેનાં; રાવણ.

એકદળ = એક છે દળ જેનું એવી (વનસ્પતિ).

ચન્દ્રમુખી = ચન્દ્ર જેવું (રૂપાળું) છે મુખ જેનું એવી (સ્ત્રી).

પીતાંબર = પીત (પીળું) છે અંબર (વસ્ત્ર) જેમનું; શ્રીકૃષ્ણ.

પહેલું પદ વિશેષણ, બીજું પદ વિશેષ્ય, અને આખો સમાસ વિશેષણ–એવા સમાસને **બહુવ્રીહિ** સમાસ કહે છે.

બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ (ડાંગર) જેની પાસે એવો (પુરુષ). આ રીતે 'બહુવ્રીહિ' પદ પણ અર્થસૂચક છે. કેમકે એ પોતે જ બહુવ્રીહિ સમાસ થાય છે.

મહાબાહુ=(૧) મોટો હાથ–(૨) મોટા હાથવાળો (રાજા);

પીતાંબર=(૧) પીળું વસ્ત્ર–(૨) પીળા વસ્ત્રવાળા (શ્રીકૃષ્ણ);

આ ભેદ સમજવાની જરૂર છે, મોટો હાથ એટલો જ અર્થ હોય તો 'મહાબાહુ' કર્મધારય સમાસ છે, પણ મોટા હાથવાળો (રાજા) એ અર્થ લઈએ તો તે જ સમાસ બહુવ્રીહિ સમાસ કહેવાય.

અકર્મક } (ક્રિયાપદ)—આ સમાસ પણ
સકર્મક } બહુવ્રીહિ છે.

(૪) યથાશક્તિ = શક્તિ પ્રમાણે

યથાવિધિ = વિધિ પ્રમાણે

પ્રતિવર્ષ = દર વરસે

પ્રતિદિન = દરરોજ

આવા સમાસમાં પહેલું પદ અવ્યય હોય છે, અને આખો સમાસ અવ્યય તરીકે જ વપરાય છે, એને **અવ્યયીભાવ** સમાસ કહે છે.

જે પદ અવ્યય નહોતાં (શક્તિ, વિધિ, વર્ષ, દિન) તે પણ અવ્યય જેવાં જ બની ગયાં, અર્થાત આખા સમાસને વિભક્તિના પ્રત્યય લાગતા નથી, તેથી સમાસનું નામ **અવ્યયીભાવ** પડયું છે.

ઉપર પ્રમાણે મુખ્ય સમાસ ચાર પ્રકારના છેઃ (૧) દ્વન્દ્વ, (૨) તત્પુરુષ, (૩) બહુવ્રીહિ, (૪) અવ્યયીભાવ. તે ઉપરાંત આવા સમાસો પણ નજરે પડે છેઃ—

દહીવડાં = દહીમાં **આથેલ** વડાં

કલ્પવૃક્ષ = કલ્પ (ઇચ્છા) **પૂરનારૂં** વૃક્ષ

કામધેનુ = કામ (ઇચ્છા) **પૂરનારી** સ્વર્ગની ગાય

શિલાલેખ = શિલા પર **કોતરેલ** લેખ

વચલા પદનો અધ્યાહાર હોય છે, માટે આવા સમાસને **મધ્યમપદલોપી** સમાસ કહે છે.

---

## ફારસી સમાસ

દ્વન્દ્વ **સમાસ**—આબોહવા (**फा.** આબ=પાણી+**व**=અને–**व** નો **उ** થઈ સંધિ થઈ+હવા); જાનમાલ

**ષષ્ઠીતત્પુરુષ સમાસ—**

**આબાદ** (સ્થાન)—હૈદરાબાદ (હૈદર+આબાદ)=હૈદરનું સ્થાન; શાહજહાનાબાદ, અહમદાબાદ

**ખાન** (ઠેકાણું)—કેદખાનું (કેદનું ખાનું), કારખાનું, તોપખાનું, દવાખાનું

**દાન** (સ્થાન)—અત્તરદાન (ગુજરાતીમાં અત્તરદાની), કલમદાન, ચાદાની, મચ્છરદાની, રેતદાની

**દુરૂસ્તી** (સારી સ્થિતિ)—તંદુરસ્તી (તનની દુરૂસ્તી)

**નામા** (લખાણ)—કરારનામું, તહનામું, જાહેરનામું, વસિયતનામું

**સ્તાન** (સ્થાન)—અરબસ્તાન, તુર્કસ્તાન, હિંદુસ્તાન

**જાદા** (સં. **जात**–પુત્ર)—શાહજાદો (શાહનો જાદો)

**ઉપપદ સમાસ—**

**અંદાજ** (ફેંકનાર)—ગોલંદાજ (ગોળો ફેંકનાર), તીરંદાજ

**કશ** (ખેંચનાર)—બારકશ (ભાર ખેંચનાર, વહાણ); તારકશ

**કુન** ( કરનાર )—કારકુન

**ખોર** ( ખાનાર )—હરામખોર, હલાલખોર, ઈર્ષાખોર

**ગર-ગાર** ( સં. **कार**-કરનાર )—સોદાગર ( સૌદા=વેપાર ), કારીગર, જાદુગર, તવંગર; ખિદમતગાર ( ખિદમત=ચાકરી ), ગુનેગાર, રોજગાર, મદદગાર, માહિતગાર

**ગીર** ( જીતનાર )—જહાંગીર ( જહાન=દુનિયા ), આલમગીર ( આલમ=દુનિયા )

**દાન** ( જાણનાર )—કદરદાન

**દાર** ( રાખનાર )—આબરૂદાર, ચોબદાર, જમીનદાર, નેકનામદાર ( નેક=ખરૂં ), ફોજદાર, ભપકાદાર, મામલતદાર, રોનકદાર, વફાદાર, અમલદાર, ખુશબોદાર, ચોકીદાર, જમાદાર, છડીદાર, દુકાનદાર, દેણદાર, નકશીદાર, પહેલદાર, પૈસાદાર, લેણદાર, વજનદાર, સરદાર, સિરસ્તેદાર

**બંદ** ( બાંધનાર )—નાળબંદ, કમરબંદ, હથિયારબંદ, જથાબંધ, જોસબંધ, ઝપાટાબંધ, નજરબંધી

**બાજ** ( ખેલનાર )—કસરતબાજ, કુસ્તીબાજ, દગાબાજ, નજરબાજ, હિંમતબાજ, અક્કલબાજ

**બાન** ( કરનાર )—બાગબાન=માળી, મહેરબાન, મીજબાન, દરબાન (દર=દરવાજો+બાન)=દરવાજે બેસનાર સિપાઇ, દરવાણી, દ્વારપાલ

**બીન** ( જોનાર )—દૂરબીન

**માલ** ( ઘસનાર )—રૂમાલ=( રૂ-મોં લૂછવાનો કકડો )

**કર્મધારય સમાસ—**

**કમ** (ઓછું, ખરાબ)—કમજોર, કમસમજ, કમનસીબ, કમકુવ્વત

**ખુશ** ( સારૂં )—ખુશખબર; ખુશનુમા=ખુશ લગાડે તેવું, સુંદર; ખુશબો=સારીવાસ; ખુશામદ=ખુશ+આમદ=પ્રાપ્તિ-હાજીહા, કાલાવાલા; ખુશાલ (ખુશ હાલ)=સુખી, તંદુરસ્તી, આનંદમાં હોય તે; ખુશમિજાજ

**બદ** ( ખરાબ )—બદદાનત ( બદ+અ. દિયાનત=દિલ, ન્યાયબુદ્ધિ )=ખરાબ દિલ, હરામદાનત; બદનજર; બદફેલ ( બદ+અ. ફ્યૂલ=

કામ, ઢોંગ)=ખરાબ કામ, દુરાચરણ; બદશિકલ; બદસૂરત; બદ-હજમ=અજીર્ણ; બદનામ

**બહુવ્રીહિ સમાસ—**

**કમ** (ઓછું)—કમબખ્ત (કમ=ઓછું+બખ્ત=નસીબ)=ઓછું છે નસીબ જેનું તે, ભાગ્યહીન; કમજોર; કમનજર

**બે** (નહિ)—બેહદ=નથી હદ જેની એવું, અતિશય; બેકાળજી; બેકદર; બેનમૂન=નથી નમૂનો જેનો, ઘણુંજ સુંદર; બેસૂર

**ખૂબ** (સારી)—ખૂબસૂરત=સારી છે શિકલ જેની એવો

**બદ** (ખરાબ)—બદમાશ (બદ+મઆશ=વર્તન)=ખરાબ છે વર્તન જેનું તે

**અવ્યયીભાવ સમાસ—**

**બે** (નહિ)—બેસુતમ (સિતમ=જુલમ)=ઘણુંજ; બેસમજ

**બિલા** (નહિ)—બેલાશક

**હર** (દર)—હરરોજ

---

# સ્વરનાં ગુણ તથા વૃદ્ધિ રૂપ

સંસ્કૃત ભાષામાં કેટલાક પ્રત્યયો લાગતાં શબ્દના અન્ત્ય તથા ઉપાન્ત્ય સ્વરમાં જે વિકાર (ફેરફાર) થાય છે, તેને સ્વરનાં **ગુણ** તથા **વૃદ્ધિરૂપ** કહે છે.

| મૂળસ્વર | ગુણરૂપ | વૃદ્ધિરૂપ |
|---|---|---|
| અ | ... | આ |
| ઇ,ઈ | એ | ઐ |
| ઉ,ઊ | ઓ | ઔ |
| ऋ,ॠ | અર્ | આર્ |

**ઉદાહરણ—**લિખ્+અ=લેખ, લુભ્+અ=લોભ, મૃ+અન=મરણ; દવ+અ=દાવ, અદિતિ+ય=આદિત્ય, ધર્મ+ઇક=ધાર્મિક; વિષ્ણુ+અ=વૈષ્ણવ, દિતિ+ય=દૈત્ય, પુરાણ+ઇક=પૌરાણિક, કૃ+ય=કાર્ય.

'લિખ્' માં આદિઅક્ષર લિ (લ્+ઇ) માં 'ઇ' ને 'અ' પ્રત્યય લાગતાં 'ઇ' નો ગુણ 'એ' થયો છે. 'લુભ્' માં 'ઉ' નો ગુણ 'ઓ' થયો છે. 'મૃ' માં અન્ત્ય સ્વર 'ઋ' નો ગુણ 'અર્' થયો છે.

દવ, અદિતિ અને ધર્મમાં 'અ' ની વૃદ્ધિ 'આ' થઈ છે; વિષ્ણુ અને દિતિમાં 'ઇ' ની વૃદ્ધિ 'ઐ' થઈ છે, પુરાણમાં 'ઉ' ની વૃદ્ધિ 'ઔ' થઈ છે, અને કૃમાં અન્ત્ય સ્વર 'ઋ' ની વૃદ્ધિ 'આર્' થઈ છે.

---

## તદ્ધિત પ્રત્યય

**પ્રત્યયઃ**—જે અક્ષર અથવા અક્ષરો ધાતુ અથવા શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરે તેને પ્રત્યય કહે છે. છૂટા પ્રત્યયમાં કાંઈ અર્થ હોતો નથી.

પ્રત્યયની બે જાત છે. **૧. કૃત્ પ્રત્યય, ૨. તદ્ધિત પ્રત્યય.**

**કૃત્ પ્રત્યયઃ**—જે પ્રત્યય ધાતુને છેડે આવીને નામ, વિશેષણાદિક ઉત્પન્ન કરે છે, તેને **કૃત્ પ્રત્યય** કહે છે. જેમ, **मृ** મરવું+**अन** ક્રિયાવાચક પ્રત્યય=**मरण**=મરવાની ક્રિયા, મરવું તે.

**તદ્ધિત પ્રત્યયઃ**—નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને જે પ્રત્યય લાગે છે તે પ્રત્યયને **તદ્ધિત પ્રત્યય** કહે છે. જેમ, **वर्ष+इक** —તેને લગતું=**वार्षिक** વર્ષને લગતું.

## સંસ્કૃત તદ્ધિત પ્રત્યય

### ૧. ભાવવાચક—'પણું' ના અર્થમાં

નીચેના તદ્ધિત પ્રત્યયો સામાન્ય રીતે વિશેષણને લાગી ભાવવાચક નામ બને છે.

૧. **ता**-અનુકૂળતા=અનુકૂળપણું, અરાજકતા, અહંતા=અહંકારપણું, આજ્ઞાધીનતા (આજ્ઞા+અધીન+તા), આર્દ્રતા=ભિનાશ, આવશ્યકતા, એકતા, અમલતા=નિર્મળતા, એકાગ્રતા, પ્રામાણિકતા,

મમતા, વિદ્વત્તા, સહનશીલતા, દ્રાવ્યતા, નવીનતા, સત્તા, દક્ષતા, મિત્રતા

૨. **त्व**—ગુરુત્વ, જડત્વ, દાસત્વ, મહત્ત્વ, વૃદ્ધત્વ, સતીત્વ, અમરત્વ, અસ્તિત્વ, કવિત્વ, તત્ત્વ, તત્ત્વજ્ઞાન, મિતભાષિત્વ=થોડું–કામજોગું બોલવું તે, વક્તૃત્વ, સત્યવક્તૃત્વ=સાચું બોલવાનો ગુણ; સત્ત્વ; સત્ત્વગુણ=જ્ઞાન, નિર્મળચિત્ત, ને શાંતિ. સત્યત્વ

૩. **य**—આરોગ્ય ('અરોગ' પરથી)=નથી રોગ જેને, તંદુરસ્તી; ઐશ્વર્ય ('ઈશ્વર' પરથી), કાવ્ય ('કવિ' પરથી), કૌશલ્ય ('કુશલ' પરથી), ગાંભીર્ય ('ગંભીર' પરથી)=ગંભીરાઈ, ચાંચલ્ય ('ચંચલ' પરથી), દારિદ્ર્ય ('દરિદ્ર' પરથી), માધુર્ય ('મધુર' પરથી)=મિઠાશ, યૌવરાજ્ય ('યુવરાજ' પરથી)=ગાદી વારસની પદવી, લાવણ્ય ('લવણ' પરથી)=ખૂબસૂરતી, વાત્સલ્ય ('વત્સલ' પરથી)=પ્રેમ, શૌર્ય ('શૂર' પરથી), સામર્થ્ય ('સમર્થ' પરથી), સૌજન્ય ('સુજન' પરથી), સૌંદર્ય ('સુંદર' પરથી), ઐક્ય ('એક' પરથી)=એકતા, એકભાવ; ઔદાર્ય ('ઉદાર' પરથી), ચારિત્ર્ય ('ચરિત્ર' પરથી), ધૈર્ય (ધીરજ)-('ધીર' પરથી), પ્રાબલ્ય ('પ્રબલ' પરથી)

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ, અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

૪. **अ** ગૌરવ ('ગુરુ' પરથી)=મોટાઈ, લાઘવ ('લઘુ' પરથી)=ચતુરાઈ. હસ્તલાઘવ=હાથચાલાકી. યૌવન ('યુવન્' પરથી)=જુવાની. મૌન ('મુનિ' પરથી), શૌચ ('શુચિ' પરથી)

☛ જેને પ્રત્યય લાગે છે, તે તે પ્રત્યયના સંબંધમાં 'પ્રકૃતિ' કહેવાય છે. પ્રકૃતિ સાથે સંબંધ રાખનાર પ્રત્યયો 'સંબંધદર્શક પ્રત્યય' કહેવાય છે. સંબંધ જુદા જુદા પ્રકારનો હોય છે. જેમકે—

## ૨. સ્વામિત્વવાચક-'વાળો'ના અર્થમાં

૧. **मत्–मान्** (પ્ર. એ. વ.) ગતિમાન્, નીતિમાન્, ભક્તિમાન્ શક્તિમાન્, બુદ્ધિમાન્, સંપત્તિમાન્, હનુમાન્

શબ્દને અંતે કે ઉપાંતે (છેડાની પાછલો લાગલો) 'અ' કે 'આ' હોય, તો **मत्** નું **वत्** થાય છે.

**वत्–वान्** ( પ્ર. એ. વ. )–ગુણવત્, ભગવત્; કુળવાન્, ગુણવાન્, ધનવાન્, બલવાન્, ભગવાન્, ક્ષમાવાન્, ધૈર્યવાન્, મૂલ્યવાન્, 'લક્ષ્મી' પરથી 'લક્ષ્મીવાન્' થાય છે.

૨. **इन्–ई** ( પ્ર. એ. વ. )-અભિમાની ( અભિમાન+'ઇન્' નો ઈ ), અવિનયી, ઉપયોગી, કાળજ્ઞાની, ક્રોધી, ગુણકારી, ગુણી, સદ્‌ગુણી, જ્વાળામુખી, તત્ત્વજ્ઞાની, દુઃખી, દુરાચારી, દ્વયર્થી ( બે અર્થવાળું ), ધની ( ધણી ), ન્યાયી, પક્ષી ( પંખી ), પરદેશી, પરોપકારી, પ્રતાપી, પ્રવાસી, પ્રાણી, માની, મિતાહારી=માપેલું ખાવાવાળો, મિત્રાચારી, યોગી ( જોગી ), રોગી, લોભી, વનવાસી, વિજયી, વિદેશી, વિદ્યાર્થી, વિનોદી, વિવેકી, સંબંધી, સુખી, સ્નેહી, સ્વાશ્રયી, અધિકારી; ઉદ્યોગી; કુટુંબી; જ્ઞાની; વાસી, સ્વર્ગવાસી; વૈરી, શાસ્ત્રી, સંન્યાસી

૩. **विन्–वी** ( પ્ર. એ. વ. )—તેજસ્વી ( તેજસ્+વિન્ ), તપસ્વી, મનસ્વી, યશસ્વી

૪. **आल–आलु**—રસાલ ( રસ+આલ ), દયાલ; કૃપાલુ ( કૃપા +આલુ ), છિદ્રાલુ, દયાલુ, માયાલુ

### ૩. 'અભ્યાસ કરનાર કે જાણનાર' ના અર્થમાં

૧. **अ**—વૈયાકરણ ( 'વ્યાકરણ' પરથી )=વ્યાકરણનો અભ્યાસ કરનાર કે જાણનાર

૨. **इक**—ઐતિહાસિક ( 'ઇતિહાસ' પરથી ), પૌરાણિક ( પુરાણી )–( 'પુરાણ' પરથી ), વૈદિક ( વેદિયો )–( 'વેદ' પરથી )

### ૪. 'ત્યાં ( પ્રકૃતિમાં ) થએલું' ના અર્થમાં

૧. **य**—કંઠ્ય ( કંઠમાંથી બોલાતા ), તાલવ્ય ( તાળવાથી બોલાતા ), મૂર્ધન્ય ( મૂર્ધન્–મૂર્ધા ( તાળવું અને દાંતની વચ્ચેનો ભાગ ) થી બોલાતા ), દંત્ય ( દાંતથી બોલાતા ), ઓષ્ઠ્ય ( ઓઠથી બોલાતા ), અન્ત્ય ( અંત–છેડાવાળો, છેડા ઉપરનો ), આદ્ય ( આદિ–પહેલાં આવેલું, પહેલું ), બાહ્ય ( બહિસ્–બહારનું, પરદેશી ), પ્રાચ્ય ( પ્રાચ્–પૂર્વ દિશામાં થએલું ), ઉદીચ્ય ( ઉદચ્ ઉત્તરમાં થએલું, ઉત્તરનું )

૨. **त्य**—પાશ્ચાત્ય ( પશ્ચાત્–પશ્ચિમનું ), પૌરસ્ત્ય ( પુરસ્–પૂર્વનું ),

દાક્ષિણાત્ય ( દક્ષિણા-દક્ષિણને લગતું )

૨. म—આદિમ ( પહેલાં આવેલું, પહેલું ), મધ્યમ ( મધ્યમાં રહેલું ), અંતિમ ( અંતે રહેલું, છેડાનું )

**૫. 'તેને (પ્રકૃતિને) લગતું-તેના સંબંધી' એ અર્થમાં**

૧. इक—ઔદ્યોગિક ( 'ઉદ્યોગ' પરથી )=ઉદ્યોગને લગતું, કાલ્પનિક ( 'કલ્પના' પરથી )=કલ્પિત, નૈતિક ( 'નીતિ' પરથી ) =નીતિ વિષયનું, પારમાર્થિક ( 'પરમાર્થ' પરથી )=પારકાનું ભલું, પ્રાથમિક ( 'પ્રથમ' પરથી ), પ્રામાણિક ( 'પ્રમાણ' પરથી ), ભાવિક ( 'ભાવ' પરથી ), માસિક ( 'માસ' પરથી ), યાંત્રિક ( 'યંત્ર' પરથી ), રાસાયણિક ( 'રસાયણ' પરથી ), વાસ્તવિક ( 'વસ્તુ' પરથી ), વ્યાવહારિક ( વહેવારિયો )-( 'વ્યવહાર' પરથી ), શારીરિક ( 'શરીર' પરથી )=શરીર સંબંધી, સાત્ત્વિક ( 'સત્ત્વ' પરથી ), સાત્ત્વિકવૃત્તિ=જ્ઞાન, શાન્તિ, ને સદ્‌ગુણનો સ્વભાવ; સાહસિક ( 'સાહસ' પરથી ), સ્થાનિક ( 'સ્થાન' પરથી ), સ્વાભાવિક ( 'સ્વભાવ' પરથી ), ધનિક ( 'ધન' પરથી ), રસિક ( 'રસ' પરથી ), ક્ષણિક ( 'ક્ષણ' પરથી )=ક્ષણવાર પહોંચે તેવું, ક્ષણમાં નાશ પામે તેવું; પથિક ( પથિન્=માર્ગ+ક )

આકસ્મિક ( 'અકસ્માત્' પરથી )=અકસ્માત્‌થી ઉત્પન્ન થએલું, આધુનિક ( 'અધુના' પરથી ), આર્થિક ( 'અર્થ' પરથી) =પૈસા સંબંધી, આધ્યાત્મિક ( 'અધ્યાત્મન્'=આત્મા પરથી), ઐહિક ( 'ઇહ'=અહિં, આ લોક પરથી ), તાત્કાલિક ( 'તત્કાલ' પરથી), તાત્કાલિક ( 'તત્કાલ' પરથી ), દૈનિક ( 'દિન' પરથી ), ધાર્મિક ( 'ધર્મ' પરથી ), નાગરિક ( 'નગર' પરથી ), પ્રાકૃતિક ( 'પ્રકૃતિ' પરથી), માનસિક ( 'મનસ્' પરથી )=મનને લગતું, માર્મિક ('મર્મન્' =મર્મ પરથી ), માંડલિક ( 'મંડળ' પરથી )=ખંડણી ભરતો રાજા, વાર્ષિક ( 'વર્ષ' પરથી ), સામાજિક ( 'સમાજ' પરથી )=જન-મંડળને લગતું, વૈજ્ઞાનિક ( 'વિજ્ઞાન' પરથી )=વિજ્ઞાન-પદાર્થ વિજ્ઞાનના વિષયમાં પ્રવીણ પુરુષ, સાંકેતિક ( 'સંકેત' પરથી ), સૈનિક

( 'સેના' પરથી )

આ શબ્દોમાં **इक** પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાયો છે, ને આદિ સ્વરની વૃદ્ધિ થઈ છે. 'ધનિક', 'રસિક', 'ક્ષણિક', ને 'પથિક' શબ્દમાં આદિ સ્વરની વૃદ્ધિ થતી નથી. 'પથિક'માં **क** પ્રત્યય છે.

૨. **ईय**—દેશીય ( 'દેશ'પરથી )=દેશમાં ઉત્પન્ન થએલું, ભારતવર્ષીય ( 'ભારતવર્ષ'પરથી ), શાસ્ત્રીય ( 'શાસ્ત્ર'પરથી), પ્રજાકીય ( 'પ્રજા'+કીય સંબંધદર્શક પ્રત્યય)=પ્રજાની; એના જેવા શબ્દો:- સ્વકીય, પરકીય, રાજકીય

૩. **अ**—દૈવ ( 'દેવ'પરથી )+ઈશ્વરી, દૈવી=દેવતાઈ; પાર્થિવ ( 'પૃથિવી'પરથી)=પૃથ્વીનો; પ્રાકૃત ( 'પ્રકૃતિ'પરથી ); ભૌમ ('ભૂમિ' પરથી)=પૃથ્વીનું, પૃથ્વીને લગતું; મંગળગ્રહ; વૈષ્ણવ ( 'વિષ્ણુ'પરથી ) =વિષ્ણુને માનનારા; ચૈત્ર ('ચિત્રા'પરથી)=ચિત્રા નક્ષત્રવાળો મહીનો; જૈન ( 'જિન'પરથી )=જિનને માનનારા, નાગર ('નગર'પરથી), બૌદ્ધ ('બુદ્ધ'પરથી), વાલ્મીક ('વલ્મીક'પરથી), શૈવ ('શિવ'પરથી), આસુરી (આસુર ('અસુર'પરથી)+ઈ ના. જા. પ્ર )=રાક્ષસી, ઐશ્વરી (ઐશ્વર ('ઈશ્વર'પરથી)+ઈ ના. જા. પ્ર.)=દૈવી, દેવતાઈ; માનુષી (માનુષ ('મનુષ્ય'પરથી )+ઈ ના. જા. પ્ર. )=મનુષ્યનું; મૈત્રી ( મૈત્ર ('મિત્ર'પરથી)+ઈ ના. જા. પ્ર.)=મિત્રાચારી; શૈલી (શૈલ ('શીલ'=સ્વભાવપરથી)+ઈ ના. જા. પ્ર. )=બોલવા લખવાની ઢબ

૪. **य**—અર્ધ્ય ('અર્ઘ'પરથી)=પૂજાનું, પાદ્ય ( 'પાદ'પરથી )= પગનું આ, જળ વગેરે; આતિથ્ય ('અતિથિ'પરથી)=અભ્યાગત સેવા, દિવ્ય ('દિવ્'પરથી)=સ્વર્ગનું, વાયવ્ય ('વાયુ'પરથી), વૈદ્ય (વૈદ)–('વેદ'પરથી)=આયુર્વેદને લગતું–દવાને લગતું, વૈશ્ય ('વિશ્'પરથી)

**૬. અપત્ય ( અપત્ય=છોકરૂં ) વાચક**

આ પ્રત્યય પ્રકૃતિ સાથે વિશેષ સંબંધ દેખાડે છે, એટલે 'તે પરથી ઉત્પન્ન થએલું' દર્શાવે છે.

૧. **अ**–કૌરવ ('કુરુ'પરથી)=કુરુરાજાના વંશજ, દ્રૌપદી (દ્રુપદ' પરથી) છેડે નારીજાતિનો **ई** પ્રત્યય લાગ્યો છે=દ્રુપદની પુત્રી, પાંડવ

('પાંડુ'પરથી), પાર્વતી ('પર્વત'–હિમાલય–પરથી+ઈ ના. જા. પ્ર.) **પૌત્ર** ('પુત્ર'પરથી), માનવ ('મનુ'પરથી), રાવણ (રવણનો પુત્ર), દાનવ ('દનુ'પરથી), વૈદરભી ('વિદર્ભ'પરથી)

૨. **इ**–સૌમિત્રિ ('સુમિત્રા'પરથી)–સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ

૩. **य, ईय, ठ्य**—દૈત્ય ('દિતિ'ના વંશજ), મનુષ્ય (માણસ)–('મનુ'નો વંશજ), શૈબ્યા (શિબિના કુળમાં ઉત્પન્ન થએલી તારામતી રાણી); ભ્રાત્રીય કે ભ્રાતૃવ્ય (ભ્રાતૃ–ભાઈનો પુત્ર, ભત્રીજો).

૪. **एय**—ભાગિનેય (ભગિની–બેનનો પુત્ર, ભાણેજ)

## ૭. વિકારવાચક

**मय**—બનેલું, ભરેલું–મૃન્મય, મૃણ્મય (મૃદ્–માટીનું બનાવેલું), સુવર્ણમય, હિમમય, વિષમય

**य**—ગવ્ય(પંચગવ્ય—દૂધ, દહિં, ઘી, મૂત્ર, છાણ; 'ગો'ને **य** પ્રત્યય લાગતાં 'ઓ' નો અવ્ થાય છે.)

## ૮. ઉત્કર્ષવાચક

સંસ્કૃતમાં મુકાબલો કરવા માટે **तर** ને **तम** કે **ईयस्** ને **इष्ठ** પ્રત્યયો વપરાય છે. **तर** ને **ईयस्** પ્રત્યયો એક વસ્તુ બીજીથી ગુણમાં અધિક છે એમ બતાવે છે, અને **तम** ને **इष्ठ** પ્રત્યયો ગુણમાં તે વસ્તુ સર્વોપરિ છે એમ બતાવે છે. ઉદાહરણ—

**तर-तम**—લઘુતર (બેમાંથી વધારે હલકું), લઘુતમ (સર્વમાં વધારે હલકું); ગુરુતર–ગુરુતમ; ઉત્તર–ઉત્તમ, બલવત્તર–બલવત્તમ, ઉચ્ચતર–ઉચ્ચતમ

**ईयस्-इष्ठ**–શ્રેયસ્–શ્રેષ્ઠ, ગરિષ્ઠ, જ્યેષ્ઠ, ધર્મિષ્ઠ (ધર્મિન્+ઇષ્ઠ), રોગિષ્ઠ (રોગિન્+ઇષ્ઠ), વરિષ્ઠ (વર+ઇષ્ઠ)=મોટામાં મોટી, સ્વાદિષ્ઠ

ગુજરાતી ભાષામાં મુકાબલો કરવા માટે 'કરતાં' અને 'થી' વપરાય છે. જેમકે, આ છોકરો નાનો છે, પેલો **તેના કરતાં વધારે નાનો** છે, અને તે **સૌ કરતાં વધારે નાનો** છે; આ ઘર ઊંચું છે, પેલું **તેથી** વધારે ઊંચું છે, અને તે **સૌથી વધારે ઊંચું છે.**

### ૯. લઘુતાવાચક

**क**—બાલક (છોકરું), બાલિકા (નારીજાતિમાં **क** ને બદલે **इका** પ્રત્યય થાય છે ); દીપક (દીવડો), વૃક્ષક (વરખડી–નાનું ઝાડ)

**क** પ્રત્યય સ્વાર્થવાચકને વાત્સલ્યવાચક પણ છે:–પુત્રક (પુત્ર), ભિક્ષુક (ભિક્ષુ); પુત્રક (પ્રિયપુત્ર)

### ૧૦. સમુદાયવાચક

**क**–પંચક (પાંચ દિવસનો સમુદાય), દશક, શતક (સૈકું), અષ્ટક

### ૧૧. સ્વાર્થવાચક

આ પ્રત્યયથી પ્રકૃતિના અર્થમાં કાંઈ ફેર પડતો નથી.

**अ**—બાંધવ (બંધુ)

**क**—ભિક્ષુક (ભિક્ષુ), પુત્રક (પુત્ર)

**ता**—દેવતા (દેવ)

### ૧૨. ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર

**वत्** પેઠે દંડવત્ (લાકડીની પેઠે), માતૃવત્, શાસ્ત્રવત્

### ૧૩. સર્વનામ પરથી ક્રિ. વિ. અવ્યય બનાવનાર

**त्र** ઠેકાણે–સર્વત્ર=સર્વ ઠેકાણે, અત્ર, એકત્ર, તત્ર, અન્યત્ર

**दा** વખતે–સર્વદા=સર્વ વખતે, કદા, તદા

**था** રીતે–સર્વથા=સર્વ પ્રકારે, તથા, યથા, અન્યથા

**धा** રીતે–બહુધા=ઘણી રીતે, અષ્ટધા, નવધા, સહસ્રધા, લક્ષધા

### ૧૪. અવ્યય પરથી વિશેષણ બનાવનાર

**तन**–પુરાતન (પુરા=પહેલાં+તન)=પહેલાંનું, જુનું. સનાતન (સના=નિત્ય, હમેશ)=હમેશનું)

**ईन**–પ્રાચીન (પ્રાચ્=પૂર્વનું+ઈન)=જુનું, પુરાણું; અર્વાચીન (અર્વાચ્=હાલનું+ઈન )=હાલનું, નવું; અધીન ( આધીન )–( અધિ+ઈન )

**कट**-ઉત્કટ=ઉન્મત્ત, મદોત્કટ ( મદ+ઉત્કટ )=મદથી ઉન્મત્ત; નિકટ=પાસે, નજદીક; પ્રકટ (પ્રગટ)=ખુલ્લું, સ્પષ્ટ; વિકટ=અઘરું, ભયંકર, મોટું, અપ્રસિદ્ધ, ક્રૂર; સંકટ=સાંકડું, તંગ; દુઃખ

### ૧૫. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર

૧. **ઈ**—ગુણવત્–ગુણવતી, ભૂષણવત્–ભૂષણવતી, મૂર્તિમત્–મૂર્તિમતી, રૂપવત્–રૂપવતી, સાધુ–સાધ્વી, તાપસ–તાપસી, તરુણ–તરુણી, કામિન્–કામિની, માનિન્ માનિની, મોહિન્–મોહિની, કિન્નર–કિન્નરી

૨. **આ**—સુત–સુતા

૩. **આની**—ઇંદ્ર–ઇંદ્રાણી, ભવ–ભવાની

---

## ગુજરાતી તદ્ધિત પ્રત્યય

### ૧. ભાવવાચક નામ બનાવનાર

નીચેના પ્રત્યયો સામાન્ય રીતે વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.

૧. **આઈ**—અદેખાઈ (અદેખું+આઈ)=અદેખાપણું, ઊંચાઈ, ખંધાઈ, ગરીબાઈ, ચતુરાઈ, ચોકખાઈ, ચોકસાઈ, તોછડાઈ, નબળાઈ, નમનતાઈ, નવાઈ, બુરાઈ, ભલાઈ, મૂર્ખાઈ, મોટાઈ

૨. **આણ**—ઊંડાણ (ઊંડું+આણ), નીચાણ, પોલાણ, ભંગાણ, લંબાણ

૩. **આશ**—કચાશ (કાચું+આશ), કડવાશ, ખટાશ, ચિકાશ, નરમાશ, નવરાશ, પિળાશ, ભુરાશ, મિઠાશ, રતાશ, લિલાશ

૪. **ઈ**—ઉદાસી, ખરાબી, સપાટી, ચોરી, દલાલી, નાદાની

૫. **ક**—ટંડક (ઠંડું+ક), ટાઢક

૬. **પ-પો**—કાળપ (કાળું+પ), છોટપ, ભોળપ, મોટપ; અંધાપો, ઘરડાપો, બળાપો, રંડાપો

૭. **પણ-પણું**—ગાંડપણ (ગાંડું+પણ), નાનપણ, બચપણ, બાળપણ, મોટપણ, ઘડપણ, ડહાપણ, ભલપણ, શાણપણ; અદેખાપણું, ઉદારપણું, ટેકીપણું, પ્રામાણિકપણું, હિચકારાપણું

૮. **મ**—મોટમ, નાનમ

૯. **વટ (સં. વૃત્તિ), આટ, આટો, આટી, ઓટી**—વહીવટ (વહી=ચોપડો+વટ)=કારભાર, નાણાવટ, ઘરવટ, ઝીણવટ,

શાહવટ, સાચવટ; દેશવટો, ભોગવટો; બહારવટું; ખારાટ, ગરમાટ, ગરબડાટ; ગપાટો, ઘુમાટો, ગરમાટો; રંગાટી, હથોટી

## ૨. સ્વામિત્વવાચક–'વાળો' ના અર્થમાં

૧. **મન્ત** ( **સં. मत्** )—કીર્તિમન્ત, ધીમન્ત, બુદ્ધિમન્ત, શક્તિમન્ત, શ્રીમન્ત

૨. **વન્ત** ( **સં. वत्** )—આશાવન્ત, ગુણવન્ત, જયવન્ત, તનવન્ત, તાલેવન્ત, દયાવન્ત, ધનવન્ત, બળવન્ત, ભગવન્ત, વિચારવન્ત; ગર્ભવન્તી, પુણ્યવન્તી, માનવન્તી, રૂપવન્તી

૩. **માન** ( **સં. मान** )—કાન્તિમાન, નીતિમાન, બુદ્ધિમાન, ભક્તિમાન, શક્તિમાન, શ્રીમાન, સંપત્તિમાન; પણ ગાડીવાન

૪. **વાન** ( **સં. वान्** )—કુળવાન, ક્ષમાવાન, ગુણવાન, ધનવાન, બળવાન, બાગવાન, ભગવાન, રસવાન, વિદ્વાન, હિંમતવાન

૫. **ગાળો** ( **સં. कालः** ) મોસમ બતાવે છે—આંબાગાળો, કેરીગાળો, જીવનગાળો=જીવાઈ, લગ્નગાળો

૬. **વાળો** ( **સં. पालः** )—રખવાળ ( **સં.** રક્ષપાલ ), ગોવાળ; અક્કલવાળો, ગાડીવાળો, બંબાવાળો, લક્ષ્મીવાળો, હિંમતવાળો; કેશવાળી, દૂધવાળી, સ્વભાવવાળી, કૌવતવાળું, બળવાળું, ભાગ્યવાળું

## ૩. નામ કરનાર પ્રત્યયો

૧. **આરૂં** સ્થળદર્શક છે—પાણીઆરૂં ( પાણી+આરૂં ), કીડીઆરૂં

૨. **વટી** રાખનાર—કંકાવટી (કંકુ+વટી), નાણાવટી, માથાવટી, વહાણવટી

૩. **આરો–આરી** ( **સં. कार** )—ગળીઆરો (ગળી+આરો)–ગળીઆરી, ચુનારો, ભઠીઆરો ( **સં. भ्रृष्टिकारः** ), રંગારો

## ૪. વિશેષણ કરનાર પ્રત્યયો

૧. **આઈ**—ચિનાઈ ( ચીન+આઈ ), રૂશિઆઈ, દરિયાઇ

૨. **આઉ**—સુતરાઉ ( સુતર+આઉ ), વગડાઉ

૩. **આળ–આળુ** ( **સં. आल–आलु** )–**ઈઆળ**:–જીવાળ ( જીવ+આળ ), પ્રેમાળ, ભૂપાળ, મુડદાળ, રિસાળ, રેતાળ, લોહિ-

આળ, વાચાળ, શરમાળ, સ્નેહાળ; ઈર્ષ્યાળુ, કરુણાળુ, કૃપાળુ, છિદ્રાળુ, જાત્રાળુ, દયાળુ, માયાળુ; ગમતીઆળ, રમતીઆળ

૪. **ઈએલ**—ગુણિએલ, અડિએલ

૫. **ઈઓ**—અગરીઓ, કાપડીઓ, કાવડીઓ, ગરાસીઓ, જુવાનીઓ, દહાડીઓ, દુકાળીઓ, દુભાષીઓ, દુઃખીઓ, નિશાળીઓ, ભોમીઓ, મરણીઓ, લાંચીઓ, લોભીઓ, વર્તણીઓ, વાગડીઓ

ઈ—કસબી, રેશમી, કીમતી, ઝેરી; ખંભાતી, સુરતી, પરદેશી, સ્વદેશી; કાનડી, દક્ષિણી, ગુજરાતી, કાઠિઆવાડી, સિંધી

૭. **ઈલ**—ખંતીલો, ખોડીલો, વહેમીલો, રસીલો, લાડીલો; જાતીલી, હઠીલી, હોંસીલી; ખારીલું, નાતીલું

૮. **ઇઆર**—અંધિઆર

૯. **ઉ**—આળસુ, એકુ, મહેનતુ, લાલચુ, વિશ્વાસુ

## ૫. લઘુતાવાચક પ્રત્યય

૧. **ઈકો**—મણીકો

૨. **ડો-ડી-ડું**—વાછરડો, વાછરડી, વાછરડું; ચાકડો, જીવડો, ખોલડો; આંખડી, આંબડી, ગાંઠડી, તળાવડી, નોકરડી, પલંગડી; માછલડું, પંખીડું, ગામડું, મુખડું, મનડું, ગીતડું

૩. **લ, લો, લી, લું**—નણદલ; ખાટલો, પાટલો, મોરલો; ઘડુલી, સુતળી, હાથેલી; બેડલું ટબકલું

૪. **વો**—ધાડવો, છોડવો, લાડવો

**બેવડા પ્રત્યય**—ચાંદલીઓ, ટહુકડા, નાનકડું, રસિકડાં, રાતલડી, લાડકડા, વાંસલડી, સાહેલડી, હાલરડું, વાછરડું

## ૬. સમુદાયવાચક પ્રત્યય

ક, કી, કો—ચોક (ચો=ચાર+ક)=ચારનો જથો, છક; બેકી; દશકો

## ૭. સર્વનામ પરથી થતાં વિશેષણ ને ક્રિ. વિ. અવ્યય

| વિશેષણ | ક્રિ. વિ. અવ્યય |
|---|---|
| આ પરથી—આવું, આટલું, આવડું | આમ, અહિં, અત્યારે |
| એ પરથી—એવું, એટલું, એવડું | એમ, અહિં, અત્યારે |

| | |
|---|---|
| તે પરથી—તેવું, તેટલું, તેવડું | તેમ, તહિં, ત્યારે |
| જે પરથી—જેવું, જેટલું, જેવડું | જેમ, જહિં, જ્યારે |
| કે પરથી—કેવું, કેટલું, કેવડું | કેમ, કહિં, ક્યારે |

**૮. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર પ્રત્યય**

ઈ—કાકો-કાકી, છોકરો-છોકરી, ભલો-ભલી, દાસ-દાસી, રાજા-રાજ્ઞી-રાણી, ડોસો-ડોસી

**આ**—બાળ-બાળા

**અણ-એણ** (**सं. इन+ई** ના. જા. પ્ર. પરથી)—કુંભાર—કુંભારણ, ધોબી-ધોબણ, માળી-માળણ, મજુર-મજુરણ, સિંહ-સિંહણ; ઘાંચી-ઘાંચેણ, વાઘ-વાઘેણ; જોગી-જોગણ કે જોગેણ

**આણી** (**सं. आनी**)—દેર-દેરાણી, જેઠ-જેઠાણી, ધણી-ધણિઆણી, પટેલ-પટલાણી, રજપૂત-રજપૂતાણી, શેઠ-શેઠાણી

**ણી**—ચંડાળ-ચંડાળણી, નાગ-નાગણી, પિશાચ-પિશાચણી

**ડી**—ભીલ-ભીલડી, હજામ-હજામડી

---

## ફારસી તદ્ધિત પ્રત્યય

**૧. ઈ (પણું)—વિશેષણ પરથી ભાવવાચક નામ બનાવે છે.**

આબાદી (આબાદ+ઈ)=આબાદપણું, કારકુની, કારીગરી, ખબરદારી, ખૂબી=સુંદરપણું, ખુશી, ગુલામી, જોખમદારી, તાબેદારી, દીવાની, દોસ્તી, ધંધાદારી, નાદાની, નાદારી, નેકી=ખરાપણું, ફકીરી, ફોજદારી, બહાદુરી, બાદશાહી, બેદરકારી, મહેરબાની, સાહી (સિયાહ=કાળું+ઈ=સિયાહી)=કાળાપણું, સાહેબી, હરામખોરી

૨. **ગી** (પણું)—તાજગી (તાજહ્=તાજું+ગી)=તાજાપણું, તંદુરસ્તી; બંદગી (બંદહ્-બંદા=સેવક+ગી)=સેવકપણું, નમાજ; માંદગી; રવાનગી (રવાનહ્-રવાના=મોકલેલું+ગી)=વિદાયગીરી

૩. **ગીરી** (પણું)—કામગીરી, ગુલામગીરી, ગુમાસ્તાગીરી, દીવાનગીરી, મહેતાગીરી, મેમાનગીરી, યાદગીરી, સુબાગીરી, સાલગીરી (સાલ=વર્ષ+ગીરી)=વરસપણું, વર્ષગાંઠ, જન્મગાંઠ

૪. **તી** ( પણું )—કમતી, જાસ્તી ( જિયાદતી )

૫. **ચી** ( તુર્કી પ્રત્યય ) રાખનાર—ખજાનચી=ખજાનો રાખનાર, તબલચી, તોપચી, બબરચી (ફા. બાવરચી), મશાલચી

૬. **ચા** ( લઘુતાવાચક )—ગાલીચા ( ગાલી=શેતરંજી ), બગીચો ( બાગ્ચા ), ખુમચો ( ખાન્ચા; ખાન=થાળો ), દીબાચો (દીબાચા)

૭. **આ**—દાના=જ્ઞાની, ચશ્મા

૮. **આ** (લઘુતાવાચક)—મુકદ્દમો (મુકદ્દમા), મુકાબલો (મુકાબલા), મુદ્દો (મુદ્દા)

૯. **આના**—નજરાણુ (નજરાના), સાલિયાના

૧૦. **ગીન**—ગમગીન

૧૧. **ઈ** ( વાળો )—અરબી=અરબનું, હલવાઈ=મિઠાઈવાળો, હજુરી, હિંદી, હિંદુસ્તાની

૧૨. **દાર** ( સ્વાર્થિક )—તાબેદાર

૧૩. **મંદ** ( **સં. મત**, પ્રા. **મન્ત** ) વાળો—અક્કલમંદ=અક્કલવાળો; ફતેહમંદ=જિતવાળી; દાનેશમંદ=ડહાપણવાળો, ડાહ્યો, સમજુ, દાનો; દૌલતમંદ=સંપત્તિવાળો

૧૪. **યાર** ( વાળો )—બખત્યાર, હોશ્યાર ( હોશિયાર )

૧૫. **વર-વાર** (વાળો)—જાનવર, જોરાવર, ઉમેદવાર=આશાવાળો, તપસીલવાર, તાલેવર, બાબતવાર, વિગતવાર; કદાવર (કદ+આવર)

---

## ખંડ ૨જો

## શબ્દોની બાંધણી

શબ્દોની બાંધણી એટલે શબ્દોનાં અંગ (ધાતુ પ્રત્યયાદિ) છૂટાં પાડી તેનો મૂળાર્થ (વાચ્યાર્થ), લક્ષ્યાર્થ આવડવો જોઈએ. શબ્દોનું મુખ્ય અંગ ધાતુ ગણાય છે, કેમકે તે વગર શબ્દ નજ બની ન શકે, સબબ કૃત્પ્રત્યય પ્રકરણમાં આપેલા પ્રત્યેક શબ્દોનો ધાતુ અર્થસહિત આપ્યો છે.

## કૃત્પ્રત્યય

ધાતુને છેડે આવનાર પ્રત્યયો કૃત્ કહેવાય છે. કૃત્ પ્રત્યય જેને છેડે હોય છે તે **કૃદંત** (કૃત્+અંત) કહેવાય છે.

સંધિ, સમાસ, અને તદ્ધિત પ્રત્યય પ્રકરણમાં શબ્દના ભાગ પાડતાં તેમાંથી એકપણ ઓળખાય એવો શબ્દ હાથ લાગતો હતો; પણ કૃદંતમાં તો ધાતુ અને પ્રત્યય ઓળખી કાઢવાના છે.

તત્સમ શબ્દ પરથી ઉત્પન્ન થતા તદ્ભવ શબ્દો, તત્સમ શબ્દની જોડે નાના કૌંસમાં આપ્યા છે.

## સંસ્કૃત કૃત્પ્રત્યયો

### ૧. કર્તૃવાચક

#### ૧. **तृ**—( પ્ર. એ. વ. **ता** )-નાર

**दा** (આપવું)-દાતા, અન્નદાતા
**विद्** (જાણવું)-વેત્તા
**श्रु** (સાંભળવું)-શ્રોતા
**भृ** (ભરવું)-ભર્તા
**जन्** (પેદા કરવું) જનયિતા
**युध्** (લડવું)-યોદ્ધા (જોદ્ધા)
**त्रा** (રક્ષણ કરવું)-ત્રાતા=રક્ષક
**धा** (ધારણ કરવું)-ધાતા, ધાત્રી=દાઇ, ધાવ
**कृ** (કરવું)-કર્તા (કિરતાર, કરતાર)
**हृ** (હરવું)-હર્તા
**पा** (પાળવું)-પિતા, પિતામહ
**मान्** ( પૂજવું, **न्** લોપાઈ )-માતા (માઈ, માય, મા, માત), માતામહ
**वच्** (બોલવું)-વક્તા=બોલનાર
**दृश्** (જોવું)-દ્રષ્ટા=જોનાર
**सृज्** (સર્જવું)-સ્રષ્ટા=બ્રહ્મા

#### ૨. **अक**—નાર

**चुंब्** ( ચુંબન કરવું )-ચુંબક, લોહચુંબક
**पाल्** (પાળવું)-પાલક (પાલખ, પાળીઓ)
**बंध्** (બાંધવું)-બંધક
**भक्ष्** (ખાવું)-ભક્ષક, કીડીભક્ષક
**दृश्** (જોવું)-દર્શક, પારદર્શક, સૂક્ષ્મદર્શક, માર્ગદર્શક, સ્વરભેદદર્શક
**स्मृ** (યાદ કરવું)-સ્મારક
**जन्** (પેદા કરવું)-જનક, આશ્ચર્યજનક, આ-

रक्ष् (રક્ષણકરવું)-રક્ષક(રખો), સ્વદેશરક્ષક

शिक्ष् (શીખવું)-શિક્ષક

सूच् (બતાવવું)-સૂચક,ભયસૂચક

सेव् (સેવા કરવી)-સેવક, સેવિકા (નારીજાતિમાં अकનો इका થઈ જાય છે.)

हिंस् (હિંસા કરવી)-હિંસક

वह् (વહેવું)-વાહક, મંદવાહક, ઉષ્ણતાવાહક

लिख् (લખવું)-લેખક (લહીઓ)

पुष् (પોષવું)-પોષક

बुध् (બોધ આપવો)-બોધક

शुध् (શોધવું)-શોધક

शुष् (સુકાવું)-શોષક

पू (પવિત્ર કરવું)-પાવક=અગ્નિ દયાજનક

दीप् (પ્રકાશવું)-દીપક (દીવડો), ભૃગુકુળદીપક

पूज् ( પૂજવું )-પૂજક

माप् ( માપવું )-માપક, ઉષ્ણતામાપક, ભેજમાપક

वाच् ( વાંચવું )-વાચક

ग्रह् ( લેવું )-ગ્રાહક (ઘરાક)

नट् ( નાચવું )-નાટક

नश् ( નાશ કરવો )-નાશક, વાયુનાશક, નૌકાનાશક

मद् ( ગાંડા થવું )-માદક

रिच् ( ખાલી કરવું )-રેચક

मुह् ( બેભાન કરવું )-મોહક

द्रु ( ઝરવું )-દ્રાવક, હૃદયદ્રાવક

तृ ( તરવું )-તારક ( તારો )

धृ ( ધારણ કરવું )-ધારક

## ૩. अन—નાર

नन्द् ( આનંદ પામવું )-નંદન= ઇંદ્રનો બાગ; છોકરો

मुह् ( બેભાન કરવું )-મોહન

शुभ् ( શોભવું )-શોભન

पू ( ચોકખું કરવું )-પવન

लुभ् ( લોભાવું )-લોભન

पाल् ( પાળવું )-પાલન (પાલણ, પારણું, પાલણું)=રક્ષણ

वह् ( લઈ જવું )-વાહન

धृ ( ધારણ કરવું )-ધારણ મોહધારણ, સ્વરધારણ

## ૪. इन्-ई ( પ્ર. એ. વ. ई )—નાર

नन्द् ( આનંદ પામવું )- નંદિની=કામધેનુ

ग्रह् (પકડવું)-ગ્રાહી, અતિજવાળાગ્રાહી

**ग्रह्** ( ઝાલવું )–ગૃહિણી (ઘરણી)
**भाष्** ( બોલવું )–ભાષિણી, પ્રિયભાષિણી
**मंत्र्** (સલાહ આપવી)–મંત્રી
**वह्** ( વહેવું )–વહિની (વહાણ), વાહિની, રક્તવાહિની, શબ્દવાહિની
**गम्** (જવું)–ગામી, ગજગામી
**चर्** (ફરવું)–ચારી, બ્રહ્મચારી, સ્વેચ્છાચારી
**लिख्** (લખવું)–લેખિની (લેખણ)
**दुह्** ( દોહવું )–દોહિની, સૃષ્ટિદોહિની
**भू** ( થવું )–ભાવી
**कृ** (કરવું)–કારી, આનંદકારી, ચમત્કારી, સુખકારી

૫. अ–નાર

**जन्** (પેદા થવું)–જન (જણ), હરિજન, અજ=બ્રહ્મા, પંકજ (કમલ)
**नट्** (નાચવું)–નટ
**नम्** (નમવું)–નામ=જેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે તે.
**पाल्** (પાળવું)–પાલ ('વાળો' પ્રત્યય )
**वृ** (વરવું)–વર
**सृ** (સરવું)–સર (સેર), અગ્રેસર
**गम्** (જવું)–ગમ, જંગમ, પન્નગ
**चल्** (ફરવું)–ચલ, ચંચલ, અચલ
**नाथ्** (ધણી થવું)–નાથ
**पद्** (જવું)-પદ, હરિપદ
**भुज्** (વાંકા વળવું)–ભુજ
**सद्** (બેસવું)–સભાસદ
**दिव्** (પ્રકાશવું)–દેવ
**चुर्** (ચોરવું)-ચોર
**भू** (હોવું)-ભવ
**कृ** ( કરવું )–કર, કિંકર=ચાકર; કાર, અહંકાર, સત્કાર
**धृ** ( ધારણ કરવું )-ધાર

૬. उ—નાર

**तन्** (તાણવું)–તનુ (તન)
**बंध्** (બાંધવું)–બંધુ
**भिक्ष्** (માગવું)–ભિક્ષુ
**साध्** (સાધવું)-સાધુ (સાહુ)
**जिज्ञास्** (જાણવા ઇચ્છવું)–જિજ્ઞાસુ
**गृ** ( બોલવું )–ગુરુ
**तृ** ( ફૂટી નીકળવું)–તરુ
**दृश्** (જોવું)–પશુ=સર્વને સરખાં જુએ, વિવેક રહિત

૭. **य–નારઃ–जन्** ( પેદા કરવું )-જન્ય (જાન)=વરનાં વહાલાં; **मद्** ( ગાંડા થવું )-મદ્ય

૮. **वर–નારઃ-ईश्** (ધણી થવું)–ઈશ્વર, **स्था** (રહેવું)–સ્થાવર

૯. **र–નારઃ–पत्** (પડવું)–પત્ર, **चंद्** (પ્રકાશવું)-ચંદ્ર (ચંદ–ચાંદ), **नम्** (નમવું)–નમ્ર (નરમ), **रुद्** (રડવું)-રુદ્ર, **छिद्** (છેદવું) -છિદ્ર ( છીંડું ). આમાં 'र' પ્રત્યય ક્રિયાવાચક છે.

૧૦. **नु–નારઃ–भा** ( પ્રકાશવું )-ભાનુ ( ભાણ )

### ૧૧. क्विप् પ્રત્યય

ધાતુને કંઈ પણ પ્રત્યય નહિ લાગ્યા છતાં તેમાં કર્તાનો અર્થ વધે છે, ત્યારે ધાતુને ક્વિપ્ પ્રત્યય લાગ્યો કહેવાય છે. આ પ્રત્યય નામનો જ છે, ધાતુ હોય તેવો ને તેવો જ રહે છે. ઉદા૦-**પદ્** (જનાર-પગ, ચોથો ભાગ); **રાજ્** ( પ્રકાશનાર-રાજા ); **ઇંદ્રજિત્** (ઈંદ્રને જિતનાર, રાવણનો પાટવી કુંવર. ધાતુને અંતે હ્રસ્વ સ્વર હોય તો ક્વિપ્ પ્રત્યય પહેલાં **त्** આગમ આવે છે ); **સેનાની** ( સેનાને દોરનાર, લશ્કરનો સરકાર ); **પ્રભુ** શ્રેષ્ઠ રીતે હોનાર–ઈશ્વર)

## ૨. ક્રિયાવાચક ('કરવું તે' અર્થ,)

### ૧. ति—

**ख्या** (વખાણવું)–ખ્યાતિ(ખ્યાત).
**जागृ** ( જાગવું )–જાગૃતિ
**नी** ( દોરવું )-નીતિ (નીત)
**प्री** (ખુશ કરવું)–પ્રીતિ (પ્રીત)
**पूर्** ( ભરવું )–પૂર્તિ
**वृत्** ( વર્તવું )–વૃત્તિ
**शक्** (શક્તિમાન થવું) શક્તિ
**स्तु** (વખાણવું)–સ્તુતિ
**स्फुर्** ( ધડકવું)–સ્ફૂર્તિ
**बुध्** (જાણવું)–બુદ્ધિ, ક્ષુદ્રબુદ્ધિ, પૂજ્યબુદ્ધિ
**भिद्**(ભાગ કરવા)-ભિત્તિ(ભીંત)
**वृध्** (વધવું)–વૃદ્ધિ
**विष्** (જવું)-વિષ્ટિ (વેઠ)
**सृज्** (સર્જવું)-સૃષ્ટિ
**गम्** (જવું)–ગતિ (ગત), અધોગતિ, ગંડગતિ=અતિ-મૂર્ખ, મંદગતિ
**स्था** (રહેવું)–સ્થિતિ, સ્થિતિ-સ્થાપક
**कम्** (ચાહવું)–કાન્તિ
**कृ** (કરવું)–કૃતિ

**क्षि** (ક્ષય થવો)-ક્ષિતિ
**ज्ञा**(જાણવું)-જ્ઞાતિ(ન્યાતિ-ન્યાત)
**तृप्** ( સંતોષ પામવું )-તૃપ્તિ; તૃપ્તિપર્યન્ત
**भी** (બીવું)-ભીતિ=બીક
**वस्** ( વસવું )-વસતિ=વસ્તી, વસતિસ્થાન
**स्मृ** ( સ્મરણ કરવું )-સ્મૃતિ ( સુરત )
**जन्** (પેદા થવું)-જાતિ (જાત)
**पा** (પાળવું)-પતિ (અહિં '**ति**' નો અર્થ 'નાર' થાય છે); શઠપતિ
**शुध्** (શુદ્ધ કરવું)-શુદ્ધિ
**सिध्** (પાર પડવું)-સિદ્ધિ
**भज्** (ભજવું)-ભક્તિ (ભગતી)
**मुच्** (છૂટા થવું)-મુક્તિ (મુગતી)
**युज्** (જોડવું)-યુક્તિ (જુગતિ)
**दृश्** ( જોવું )-દૃષ્ટિ, સમદૃષ્ટિ, રાક્ષસીદૃષ્ટિ, દૈવીદૃષ્ટિ
**पुष्** (પોષવું)-પુષ્ટિ
**वृष्** (વરસાવવું)-વૃષ્ટિ
**मा** (માપવું)-મિતિ, ભૂમિતિ
**मन्** (વિચારવું)-મતિ, મૂઢમતિ
**यम्** (રોકવું)-યતિ (જતિ)
**रम्** (રમવું)-રતિ
**क्रम्** (જવું)-ક્રાન્તિ, ક્રાન્તિવૃત્ત
**शम्** (શાન્ત થવું)-શાન્તિ
**कृत्** (વખાણવું)-કીર્તિ
**हा** (તજવું)-હાનિ (હાણ)
**ग्लै** (કરમાવું)-ગ્લાનિ

## २. अन-अना—

**अर्प्** (આપવું)-અર્પણ
**आस्** (બેસવું)-આસન
**गुंज्** (ગણગણવું)-ગુંજન=ગણ ગણ
**ग्रह्** (પકડવું)-ગ્રહણ (ઘરણ), પાણિગ્રહણ=હાથ પકડવો તે, લગ્ન
**जीव्** (જીવવું)-જીવન (જીવણ)
**ज्ञा** (જાણવું)-જ્ઞાન (જાણ)
**दह्** (દાઝવું)-દહન
**दा** (આપવું)-દાન (દાણ-દેણ), અભયદાન
**नम्** (નમવું)-નમન (નમણું)
**पूज्** (પૂજવું)-પૂજન
**पूर्** (ભરવું)-પૂરણ
**भक्ष्** (ખાવું)-ભક્ષણ
**भज्** (ભજવું)-ભજન
**भूष्** (શણગારવું)-ભૂષણ
**भ्रम्** (ભમવું)-ભ્રમણ
**मन्थ्** (વલોવવું)-મંથન, મંથનકાળ

**मा** (માપવું)–માન (મણ, માણી, માણું)

**रक्ष्** (રક્ષણ કરવું)–રક્ષણ

**लक्ष्** (જોવું)–લક્ષણ (લખણ)

**वच्** (બોલવું)–વચન (વયણ, વેણ), અભયવચન

**वर्ण्** (વર્ણવું)–વર્ણન

**वह्** (વહેવું)–વહન (વે'ન, વેણ)

**वन्द्** (વંદવું)–વંદન, સંધ્યાવંદન

**शास्** (હુકમ કરવો)–શાસન

**शिक्ष्** (શિખવવું)–શિક્ષણ

**सह्** (સહેવું)–સહન, સહનશીલ

**साध्** (સાધવું)–સાધન

**सेव्** (સેવવું)–સેવન

**स्था** (રહેવું)-સ્થાન (થાણું)

**स्ना** (નહાવું)-સ્નાન (સનાન)

**पच्** (પચવવું)-પાચન

**भुज्** (જમવું)–ભોજન

**शुष्** (સુકાવું)–શોષણ

**कु** (બોલવું)-કવન

**द्रु** (ઓગળવું)–દ્રાવણ

**भू** (થવું)–ભવન, વકીભવન

**घृष्** (ઘસવું)–ઘર્ષણ

**जागृ** (જાગવું)–જાગરણ

**दृश्** (જોવું)–દર્શન

**कृत्** (વખાણવું)–કીર્તન

**खंड्** (ભાગવું)–ખંડન

**गम्** (જવું)–ગમન

**चिन्त्** (વિચારવું)–ચિન્તન, પ્રભુચિંતન

**जन्** (જન્મવું)–જનન

**पा** (પીવું)–પાન

**पाल्** (પાળવું)–પાલન

**बंध्** (બાંધવું)–બંધન (બાંધણ)

**भाष्** (ભાષણ કરવું)–ભાષણ

**मथ्** (વલોવવું)–મથન

**मन्** (વિચારવું)–મનન

**मा** (માપવું)–માન, હવામાન, ઉષ્ણુતામાન

**मिश्र्** (મેળવવું)–મિશ્રણ

**यज्** (યજ્ઞ કરવો)-યજન

**या** (જવું)–યાન, આકાશયાન

**रंज्** (રાજી થવું)–રંજન

**वम्** (ઉલટી કરવી)–વમન

**धा** (ધારણ કરવું)–ધાની, રાજધાની

**रुद्** (રડવું)–રુદન, રોદન

**वल्** (વળવું)-વલન (વલણ)

**सद्** (રહેવું) સદન=સ્થાન, શિવસદન, સેવાસદન

**सृज्** (પેદા કરવું)–સર્જન

**स्खल्** (પડી જવું)–સ્ખલન=પડી જવું તે, નીતિસ્ખલન

**लिख्** (લખવું)–લેખન

**पुष्** (પોષવું)–પોષણ

**हु** (હોમ કરવો)-હવન

**कृ** (કરવું)-કરણ, પૃથક્કરણ, વાક્યપૃથક્કરણ, ધનીકરણ, વર્ગીકરણ=જાતવારી; કારણ, કર્મકારણ

**धृ** (ધારણ કરવું)-ધરણ, ધારણ

**भृ** (ભરવું)-ભરણ

**मृ** (મરવું)-મરણ (મરણું)

**स्मृ** (સ્મરણ કરવું)-સ્મરણ (સમરણ)

**हृ** (હરવું)-હરણ

**वृत्** (વર્તવું, રહેવું)-વર્તન (વતન)

**कॄ** (ફેંકવું)-કિરણ

**सूच्** (બતાવવું)-સૂચન, સૂચના

**मुह्** (મોહ પામવો)-મોહન, મોહના, મોહની

**शॄ** (હિંસા કરવી)-શરણ (શરણું) દીનશરણા

**स्थाप्** (બેસાડવું)-સ્થાપન (થાપણ), સ્થાપના

**भू** (થવું)-ભવન, વક્રીભવન, બાષ્પભવન, ભાવના, સમભાવના, દુષ્ટભાવના

**चित्** (જાણવું)-ચેતના

**कम्** (ચાહવું)-કામના

**गर्ज्** (ગાજવું)-ગર્જના

**घट्** (ઘટવું)-ઘટના

**रच्** (રચવું)-રચના

**गण्** (ગણવું)-ગણના

**याच्** (માગવું)-યાચના (જાચના)

**वस्** (હોવું)-વાસના

**वांछ्** (ઇચ્છવું)-વાંછના=ઇચ્છા

**विद्** (જાણવું)-વેદના

**युज्** (જોડવું)-યોજના

૩. अ—

**खंड्** (ભાંગવું)-ખંડ (ખાંડ)

**ग्रह्** (ગ્રહણ કરવું)-ગ્રહ

**छन्द्** (ઢાંકવું)-છંદ

**बल्** (આપવું)-બલ

**भक्ष्** (ખાવું)-ભક્ષ

**भंज्** (ભાંગવું)-ભંગ, આજ્ઞાભંગ, માનભંગ

**मान्** (માન આપવું)-માન

**मृग्** (શિકાર કરવો)-મૃગ

**मार्ग्** (શોધવું)-માર્ગ (માગ; મારગ)

**रूप्** (ઘડવું, દેખાડવું)-રૂપ, કદ્રૂપી

**लक्ष्** (જોવું, તપાસવું)-લક્ષ (લાખ)

**लोक्** (જોવું)-લોક=જગત; સાત લોક ઉપરના, ને સાત નીચેના

वध् (કતલ કરવું)–વધ
श्रम् (થાકવું)–શ્રમ
स्पर्श् (અડકવું)–સ્પર્શ
स्वाद् (ચાખવું)–સ્વાદ
तप् (તપવું)–તાપ (તાવ), પશ્ચાત્તાપ (પસ્તાવો)
दह् (બાળવું)–દાહ (દાઝ)
नश् (નાશ થવો)–નાશ
लभ् (લાભથવો)–લાભ (લાહવો)
जीव् (જીવવું)–જીવ
तर्क् (વિચારવું)–તર્ક
दल् (ફાડવું)–દલ (દાળ)
बन्ध् (બાંધવું)–બંધ
वद् (બોલવું)–વાદ, બકવાદ, આશીર્વાદ
वस् (વસવું)–વાસ (વાસો)
श्वस् (શ્વાસલેવો)–શ્વાસ (સાસ)
छिद् (છેદવું)–છેદ, શિરચ્છેદ
भिद् (ભેદવું)–ભેદ
व्यध् (વિંધવું)–વેધ (વેહ), નયનવેધ
क्षि (ક્ષયપામવો)–ક્ષય
भी (બીવું)–ભય, ભયસૂચક
कुप् (ગુસ્સે થવું)–કોપ
तुल् (તોળવું)–તોલ ( તોલો, તોલું), સમતોલ (સંતોલો)
दुष् (ભૂલ કરવી)–દોષ

बुध् (જાણવું)–બોધ
भुज् (ખાવું)–ભોગ
भृ (ભરવું)–ભાર–(ભારો)
स्व+कृ (કબૂલ કરવું)–સ્વીકાર
हृ (હરવું)–હાર
अंक् (ચિહ્ન કરવું, ગણવું)–અંક (આંક, આંકો)
अर्थ् (માગવું)–અર્થ, કૃતાર્થ
आस् (બેસવું)–આસન
क्रम् (પગલાં ભરવાં)-ક્રમ
गर्व् (અહંકાર કરવો)–ગર્વ
गृह् (પકડવું)–ગૃહ (ઘર), ગણિકાગૃહ
ग्रंथ् (ગાંઠવું)–ગ્રંથ (ગંઠો)
चित्र् (ચીતરવું)–ચિત્ર
चिह्न् (નિશાની કરવી)–ચિહ્ન
बाध् (દુઃખદેવું, દુઃખથવું)-બાધ
भास् ( દેખાવું, પ્રકાશવું)–ભાસ
मद् (ગાંડા થવું)–મદ, મદમાતા
मिश्र् (મેળવવું)–મિશ્ર
युज् (જોડવું)–યુગ (જુગ)
रंज् (રંગવું, રાજીથવું)–રંગ, રાગ
रस् (સ્વાદ લેવો)–રસ (રસો)
वर्ण् (વર્ણવું)–વર્ણ–(વાન)
वास् (સુગંધ લેવી)–વાસ,

મુખવાસ
शब्द् (અવાજ કરવો)–શબ્દ (સાદ)
शुभ् (શોભવું)–શુભ
श्लोक् (વખાણવું)–શ્લોક
साध् (સાધવું)–સાધ
स्तंभ् (થંભવું)–સ્તંભ (થંભ)
कम् (ચહાવું)–કામ–ઇચ્છા
ग्रस् (ખાવું)–ગ્રાસ, ખગ્રાસ
त्यज् (તજવું)–ત્યાગ
त्रस् (બીવું)–ત્રાસ
नद् (શબ્દ કરવો)–નાદ
पठ् (ભણવું)–પાઠ
शप् (શાપવું)–શાપ (શ્રાપ, શરાપ)
क्लिश् (દુઃખ દેવું)–ક્લેશ
क्षिप् (ફેંકવું)–ક્ષેપ, કાળક્ષેપ
खिद् (દિલગીર થવું)–ખેદ
दिश् (દેખાડવું)–દેશ
द्विष् (ધિક્કારવું)–દ્વેષ
लिख् (લખવું)–લેખ
विद् (જાણવું)–વેદ
विश् (વ્યાપવું)–વેશ
शिष् (બાકી રહેવું)–શેષ
स्निह् (સ્નેહ રાખવો)–સ્નેહ (નેહ)
जि (જિતવું)–જય (જે)
ली (પીગળવું)–લય
क्रुध् (ગુસ્સે થવું)–ક્રોધ, ક્રોધાયમાન
घुर् (ભયંકર શબ્દ કરવો)–ઘોર
घुष् (અવાજ કરવો)–ઘોષ
मुह् (બેભાન થવું)–મોહ
युज् (જોડવું)–યોગ (જોગ)
रुज् (વ્યાધિથી પીડાવું)–રોગ
रुष् (ગુસ્સે થવું)–રોષ
लुप् (છોડી દેવું)–લોપ
लुभ् (લોભ કરવો)–લોભ
शुच् (શોક કરવો)–શોક
शुध् (શોધવું)–શોધ
शुष् (સુકાવું)–શોષ
द्रु (ઝરવું)–દ્રવ
भू (હોવું)–ભવ=જન્મ; ભાવ, દ્વેષભાવ=કોઈને ધિક્કારવું તે, અહંભાવ=અહંકાર, સમભાવ=અન્ય માટે પોતાના જેવી લાગણી
सृ (સરવું)–સાર (સારૂં)
स्वृ (અવાજ કરવો)–સ્વર (સુર)

## ૪–य–या—

गुह् (સંતાડવું)–ગુહ્ય (ગજવું)
भाष् (બોલવું)–ભાષ્ય
चर् (ફરવું)–ચર્ય, આશ્ચર્ય; બ્રહ્મચર્ય; ચર્યા, દિનચર્યા

विद् (જાણવું)–વિદ્યા
कृ (કરવું)–ક્રિયા
कम् (ચાહવું)–કન્યા
मृग् (શિકાર કરવો)–મૃગયા=શિકાર
शी (સુવું) શય્યા (સજ્જા–સેજ્જા–સેજ

## ૫. आ—

'आ' પ્રત્યય તદ્ધિત અને કૃત્ બંને જાતનો છે. તદ્ધિત પ્રત્યય તરીકે શબ્દને છેડે આવી નારીજાતિ બનાવે છે, અને કૃત્ પ્રત્યય તરીકે ધાતુને છેડે આવી બહુધા ક્રિયાવાચક નારીજાતિનું નામ બનાવે છે.

इष्–इच्छ् (ઇચ્છવું)–ઇચ્છા
कथ् (કહેવું)–કથા, દંતકથા
कृप् (કૃપા રાખવી)–કૃપા
क्रीड् (રમવું)–ક્રીડા, જળક્રીડા
क्षम् (માફ કરવું)·ક્ષમા
क्षुध् (ભુખ્યા થવું)–ક્ષુધા=ભૂખ
चिन्त् (ફિકર કરવી)–ચિન્તા (ચન્તા)
दंश् (કરડવું)–દશા
दय् (દયા લાવવી)–દયા
निद्रा (ઊંઘવું)–નિદ્રા
निन्द् (નિંદવું)–નિંદા
पीड् (પીડવું)–પીડા
पूज् (પૂજવું)–પૂજા
भाष् (બોલવું)–ભાષા, ગીર્વાણ ભાષા (ગીર્વાણ=દેવ+ભાષા) દેવની ભાષા, સંસ્કૃત
शंक् (શંકા લેવી)–શંકા
शिक्ष् (શિખવવું)–શિક્ષા (શીખ)
सेव् (સેવા કરવી)–સેવા
हिंस् (હિંસા કરવી)–હિંસા
वच् (બોલવું)–વાચા
शुभ् (શોભવું)–શોભા
ईर्ष्य् (ઈર્ષા કરવી)–ઈર્ષ્યા=અદેખાઈ
कल् (શબ્દ કરવો)–કલા
त्वच् (ઢાંકવું)–ત્વચા
दिश् (જોવું)–દિશા (દિશ)
भिक्ष् (ભીખવું)–ભિક્ષા (ભીખ)
मूर्च्छ् (બેભાન થવું)–મૂર્ચ્છા
रक्ष् (રક્ષણ કરવું)–રક્ષા (રખ્યા–રાખ)
रम (રમવું)–રમા–સ્ત્રી
लज्ज् (લાજવું)–લજ્જા (લાજ)
स्पर्ध् (હરિફાઈ કરવી)–સ્પર્ધા
जॄ (જીર્ણ થવું)–જરા=ઘડપણ
धृ (ધારણ કરવું)–ધરા, ધારા
गम् (જવું)–ગંગા (ધાતુ બેવડાયો છે)
जिज्ञास् (જાણવા ઇચ્છવું)–જિજ્ઞાસા

### ६. न-ना—

यत् (યત્ન કરવો)-યત્ન (જતન)
गा (ગાવું)-ગાન
स्वप् (સૂવું)-સ્વપ્ન (સમણું)
भा (પ્રકાશવું)-ભાન
अद् (ખાવું)-અન્ન

प्रच्छ् (પૂછવું)-પ્રશ્ન
यज् (યજ્ઞ કરવો)-યજ્ઞ (જગન-જગન)
तृष् (તરસ્યા થવું)-તૃષ્ણા=કામના

### ७. अस्—

तप् (તપવું)-તપસ્ (તપ)
पा (પીવું)-પયસ્ (પય), પયપાન
मन् (વિચારવું)-મનસ્ (મન)

सृ (સરવું)-અપ્સરસ્ (અપ્છરા)
तिज् (અણી કરવી)-તેજસ્ (તેજ)

### ८. क्विप् प्रत्यय—

ચિત્ (જ્ઞાન, વિચાર), દિશ્ (દિશા, બાજૂ, તરફ), ભૂ (હોવું તે-પૃથ્વી), વાચ્ (શબ્દ. અવાજ, વચન)

---

## ૩. સાધનવાચક (કરણાર્થક)

### १. अन—

चर् (જવું)-ચરણ=પગ
वद् (બોલવું)-વદન=મોં

श्रु (સાંભળવું)-શ્રવણ=કાન
नी (દોરવું)-નયન=આંખ

### २. त्र-इत्र—

पा (પીવું)-પાત્ર, સ્તુતિપાત્ર=પ્રશંસાપાત્ર, વખાણવા લાયક; વિશ્વાસપાત્ર
पू (પવિત્ર કરવું)-પુત્ર (પૂત), પવિત્ર=દાભ
मा (માપવું)-માત્રા
यम् (અટકાવવું)-યંત્ર (જંત્ર-જંતર)

वस् (પહેરવું)-વસ્ત્ર
क्षि (રહેવું)-ક્ષેત્ર (ખેતર), ક્ષેત્રફળ
राज् (પ્રકાશવું)-રાષ્ટ્ર=દેશ
वद् (બોલવું)-વાદિત્ર (વાજીંત્ર)
अस् (ફેંકવું)-અસ્ત્ર
छद् (ઢાંકવું)-છત્ર (છત્તર), છત્રી
मन् (વિચારવું)-મંત્ર

**शस्** (મારવું)-શસ્ત્ર
**शास्** (નિયમમાં મૂકવું,)શાસ્ત્ર
**गम्** (જવું)-ગાત્ર=શરીર
**नी** (દોરી જવું)-નેત્ર
**स्तु** (વખાણવું)-સ્તોત્ર
**चर्** (ફરવું)-ચરિત્ર

**अन्** (ક. વા. પ્ર.), **मन्-म, म, तु** એ ક્રિયા, કર્મ, સ્થળ, ક્રિયાનું ફળ વગેરે અનેક અર્થ દેખાડે છે.

**राज्** (રાજ્ય ચલાવવું)-રાજન્
**नम** (નમવું)-નામન્-નામ
**कृ** (કરવું)-કર્મન્-કર્મ (કામ)
**धृ** (ધારણ કરવું)-ધર્મ
**भी** (બીવું)-ભીમ
**जन्** (જન્મવું)-જંતુ
**मृ** (મરવું)-મર્મન્-મર્મ
**जन्** (જન્મવું)-જન્મન્-જન્મ પુનર્જન્મ
**धा** (ધારણ કરવું)-ધામન્-ધામ
**प्री** (ચાહવું)-પ્રેમન્-પ્રેમ
**हु** (હોમવું)-હોમ

**या** (જવું)+**त्रा** (ક્રિ. વા. પ્ર.)=યાત્રા (જાત્રા)
**वस्** (રહેવું)+**तु** (ક. વા. પ્ર.)=વસ્તુ (વસ્ત-વસ)

---

## વિશેષણ બનાવનારા કૃત્પ્રત્યયો

### ૧. વર્ત્તમાન કૃદંત

#### ૧ **मान**—

**वृत्** (હોવું)-વર્તમાન, વર્તમાનપત્ર
**यज्** (યજ્ઞ કરવો)-યજમાન (જજમાન)
**राज्** (પ્રકાશવું)-રાજમાન=પ્રકાશતો
**वृध्** (વધવું)-વર્ધમાન (વઢવાણ)

#### ૨. **त-अत**—

**गम्** (જવું)-જગત્
**अस्** (હોવું)-સત્
**जागृ** (જાગવું)-જાગ્રત્

### ૨. ભૂત કૃદંત

#### **त**—

**अस्** (ફેંકવું)-અસ્ત
**तृप्** (તૃપ્ત થવું)-તૃપ્ત
**भू** (થવું)-ભૂત (હુઓ-હવો); વક્રીભૂત; આદર્શભૂત; પ્રમાણ-

ભૂત=પ્રમાણ જેવા, જેનું બોલવું આધારભૂત ગણાય એવા; સાધનભૂત, દ્રવીભૂત= પીગળેલું, દયાવાળું; મૂળ-ભૂત; ભૂતેશ;

**सु** (જણવું)–સુત

**गम्** (જવું)–ગત (ગયો)
હસ્તગત=હાથમાં રહેલું

**मुच्** (છૂટું થવું)–મુક્ત, મુક્તા, મુક્તાફળ, મુક્તકંઠ=છૂટો અવાજ

**युज्** (જોડવું)–યુક્ત=લાયક
નિંદાયુક્ત, દોષયુક્ત, ક્ષમાયુક્ત

**क्रुध्** (ગુસ્સે થવું)–ક્રુદ્ધ

**शुध्** (શુદ્ધ કરવું)–શુદ્ધ

**सिध्** (સિદ્ધકરવું)-સિદ્ધ (સિદ્ધું, સીધું), સ્વતઃ સિદ્ધ=પોતાની મેળે જ ફળ થાય તેવું

**धृष्** (સાથે આવવું)-ધૃષ્ટ= નફ્ફટ

**पुष्** (પોષવું)–પુષ્ટ-ભરેલું, એથી ઉલટો શબ્દ અપુષ્ટ=ખાલી

**नश्** (નાશ થવો)–નષ્ટ

**रुष्** (ગુસ્સે થવું)–રુષ્ટ (રુઠ)

**घट्** (લાયકથવું)–ઘટિત=લાયક

**चित्र** (ચીતરવું)–ચિત્રિત

**रक्ष्** (રક્ષણ કરવું)–રક્ષિત

**वास्** (સુગંધલેવી)-વાસિત

**विद्** (જાણવું, મેળવવું)-વિદિત, વિત્ત=દોલત

**कृ** (કરવું)–કૃત, જનકૃત, પ્રભુકૃત, બહિષ્કૃત=બહાર કાઢી મુકેલો

**गुप्** (સંતાડવું)–ગુપ્ત

**चित्** (વિચારવું)–ચિત્ત

**जि** (જિતવું)–જિત

**प्री** ( ખુશથવું)–પ્રીત ( ખુશથએલું )

**मृ** (મરવું)–મૃત

**लुप्** (લોપ થવો)–લુપ્ત

**वृत्** (વળવું)–વૃત્ત

**स्मि** (હસવું)–સ્મિત

**मद्** (ગાંડા થવું)–મત્ત (માતો), મદમાતો; ઉન્મત્ત, મદોન્મત્ત

**मन्** (વિચારવું)–મત

**कम्** (ચાહવું)–કાન્ત (કંત, કંથ)

**भ्रम्** (ભમવું) ભ્રાન્ત

**शम्** (શાન્ત થવું)–શાન્ત

**भज्** (ભાંગવું)–ભક્ત (ભાત)

**भज्** (ભજવું)–ભક્ત (ભગત)

**रंज्** (રંગવું)–રક્ત (રાતું)

**दा** (આપવું)–દત્ત, દત્તક

**बुध्** (જાણવું)–બુદ્ધ

**युध्** (લડવું)–યુદ્ધ (જુદ્ધ)

**वृध्** (વધવું)–**वृद्ध** (બુઢ્ઢો, વડો)
**स्तंभ्** (અટકવું)–સ્તબ્ધ
**इष्** (ઇચ્છવું)–ઇષ્ટ
**दुष्** (ભૂલ કરવી)–દુષ્ટ
**दृश्** (જોવું)–દષ્ટ (દીઠો)
**भ्रंश्** (પડવું)–ભ્રષ્ટ
**मिष्** (ભીંજવવું)–મિષ્ટ (મીઠું)
**सृज्** (સર્જવું)-સૃષ્ટ
**गुह्** (સંતાડવું)-ગૂઢ
**मुह्** (મૂર્છા આવવી)–મૂઢ
**धा** (ધરવું)–હિત, પુરોહિત=ગોર
**अंक्** (ચિહ્ન કરવું)–અંકિત
**कुप्** (ગુસ્સે થવું)–કુપિત=ક્રોધે ભરાએલો
**खंड्** (ભાંગવું)–ખંડિત (ખંડિયો)
**गण्** (ગણવું)–ગણિત, અક્ષરગણિત
**चक्** (આશ્ચર્ય પામવું)–ચકિત (છક), ચકચકિત
**चल्** (ચાલવું)–ચલિત
**जीव्** (જીવવું)–જીવિત
**त्वर्** (ઉતાવળ કરવી)-ત્વરિત =ઉતાવળું
**मिश्र्** (મેળવવું)–મિશ્રિત
**रह्** (તજીદેવું)-રહિત
**शुभ्** (શણગારવું)–શોભિત
**सह्** (ખમવું)-સહિત=ખમેલું
**स्थाप्** (બેસાડવું)-સ્થાપિત=દઢ
**हृष्** (હસવું)-હૃષ્ટ=આનંદી

## त–न

**भिद्** (ભાંગવું) ભિન્ન
**खिद्** (ખેદ પામવો) ખિન્ન
**क्षि** (ક્ષય પામવો)–ક્ષીણ
**लग्** (જોડવું)–લગ્ન (લાગો)
**ली** (લય પામવો)–લીન
**पृ** (ભરવું)–પૂર્ણ, સંપૂર્ણ

## ૩. વિધ્યર્થક

**य, अनीय, तव्य** એનો અર્થ યોગ્ય, થઈ શકે એવું, અથવા **કરવાનું** થાય છે.

**कृ** (કરવું)–કાર્ય (કાજ, કારજ) કરણીય, કર્તવ્ય, કૃત્ય
**तुल्** (બરાબરી કરવી) તુલ્ય
**निन्द्** (નિંદા કરવી)–નિંદ્ય
**भक्ष्** (ખાવું)–ભક્ષ્ય=ખાવાલાયક
**मान्** (માન આપવું)–માન્ય, સર્વમાન્ય

**लक्ष** (જોવું, તપાસવું)–લક્ષ્ય
**शक्** (શકવું)–શક્ય
**सह्** (સહેવું)–સહ્ય, અસહ્ય
**भज्** (ભજવું)–ભાગ્ય, ભજનીય
**युज्** (જોડવું)–યોગ્ય (જોગ), યથાયોગ્ય
**विधा** (કરવું)–વિધેય
**स्तु** (વખાણવું)–સ્તુત્ય
**मन** (વિચારવું)–મનનીય=બરાબર વિચાર લાયક
**रम्** (રમવું)–રમ્ય; રમણીય
**ध्यै** (વિચારવું)–ધ્યેય=ધ્યાન કરવા લાયક; ઉદ્દેશ; અંતિમ ઉદ્દેશ
**पूज्** (પૂજવું)–પૂજ્ય, પૂજ્યબુદ્ધિ, પૂજ્યભાવ; પૂજનીય
**रम्** (રમવું)–રમ્ય
**राज्** (પ્રકાશવું)–રાજ્ય
**वच्** (બોલવું)–વાચ્ય, ભાવવાચ્ય, વાક્ય
**वध्** (કતલકરવું)–વધ્ય
**हन्** (મારવું)–હન્ય
**हिंस्** (હિંસા કરવી)–હિંસ્ય=જેની હિંસા કરાય તે.
**हस्** (હસવું)–હાસ્ય
**द्रु** (ઓગળવું)–દ્રાવ્ય
**भू** (હોવું)–ભવ્ય=ઉત્તમ; ભાવ્ય=થવાનું છે તે.
**भृ** (ભરવું)–ભાર્યા (ભારજા)
**भृ** (ભરવું)–ભૃત્ય=ચાકર
**वन्द्** (વંદવું)–વન્દનીય
**वर्ण्** (વર્ણવવું)–વર્ણ્ય, વર્ણનીય

## ૪. શીલાર્થક

**उर–ભંગુર (भंज्+उर)**=ભાંગી જાય એવું, બદલાઈ જાય એવું; ક્ષણભંગુર; **ભાસુર (भास्+उर)**=પ્રકાશિત; **વિદુર (विद्+उर)**=જાણી શકે તેવો, જ્ઞાની, ડાહ્યું

**इष्णु—સહિષ્ણુ (सह्+इष्णु)**=સહન કરવા ટેવાયલું, સહનશીલ; **વર્ધિષ્ણુ (वृध्+इष्णु)**=વધારનાર

---

# ગુજરાતી કૃત્પ્રત્યયો

## ૧. ક્રિયાવાચક

૧. **અણ–અણી–અણું** ( **सं-अन** ) પરથી—

**આંજણ** (આંજ+અણ), કહેણ, ગંઠણ, ગુંથણ, ઘુમણ, ચલણ, દેણ, ભરણ, મુંઝણ, લીપણ, લેંણ, વહેણ, **કમાણી**, કાતરણી, ખંડણી, ઝાટકણી, તાવણી, લખણી, લગની, શિખવણી, **કટાણું**, ચાવણું, દળાણું, માગણું, રાંધણું.

૨. **અત**—ખમત, ગમત, તપત, મળત, મૂક્ત, રમત, લડત

૩. **તી** (**सं-ति**)–ગણતી, પડતી, બેસતી, ભરતી, મળતી, લગતી

૪. **આઈ**—ઘડાઈ ( ઘડ+આઈ ), ચઢાઈ, ઠગાઈ, લખાઈ, લડાઈ, વધાઈ, સિલાઈ, સુધરાઈ

૫. **આટ** ( કર્મણિ **आ+ट** પ્રત્યય મળી )–ઉકળાટ ( ઉકળ+આટ ), ગભરાટ, ગુંગળાટ, ચળકાટ, તોલાટ; કડકડાટ (કડકડ+આટ), કમકમાટ, ખડખડાટ, ખળભળાટ, ગડગડાટ, ગણગણાટ, ઝગઝગાટ, તમતમાટ, બડબડાટ, વળવળાટ, સડસડાટ; ઉકળાટો

૬. **આણ** (કર્મણિ **आ+अन** પ્રત્યય મળી)–જોડાણ (જોડ+આણ), દબાણ, મંડાણ, રહેઠાણ, રોકાણ, લખાણ, વંચાણ, છોલાણું

૭. **આપ**—મેળાપ

૮. **આરો**—કંપારો–કંપારી, ધ્રુજારો–ધ્રુજારી, લવારો–લવારી, ધટારો, ચમકારો, જન્મારો, ધબકારો, મુઝારો, વર્તારો–વર્તાળો, વધારો

૯. **આવ**—(પ્રેરક રૂપનો પ્રત્યય છે)–અટકાવ (અટક+આવ), ઉઠાવ, ચઢાવ, જમાવ, ઠરાવ, ઢોળાવ, દેખાવ, પડાવ, બચાવ, બનાવ

૧૦. **આવટ** (પ્રેરક **आव+ट** પ્રત્યય મળી)–બનાવટ (બન+આવટ), લખાવટ

૧૧. **આમણ** ( પ્રેરક **आव+अन** પ્રત્યય મળી થયો છે, એમાં '**व**' નો '**म**' થયો છે )–અકળામણ ( અકળા+આમણ );

ગભરામણ, ઘડામણું, ચીતરામણ, રંધામણ, લખામણ, વળામણ, શિખામણ, સીવડામણ; પધરામણી, પહેરામણી, વધામણી; બિઆમણું

૧૨. **તર**—કળતર, ઘડતર, ચણતર, નડતર, ભણતર, ભરતર, મળતર, વણતર, વળતર, વાવેતર; વહીતરૂં-વૈતરૂં

૧૩. **ઈ**—પૂરી ( પૂર=ઈ ), બોલી, છીની-છીણી (છીન+ઈ), તાવી-તવી, બંધી, કમી-કમતી ( કમ+ઈ )

૧૪. **અક**—આવક ( આવ+અક ), જાવક, બેઠક

૧૫. **અકી**—ડૂબકી (ડૂબ+અકી)

૧૬. **વાડ**—મંદવાડ, એઠવાડ

૧૭. **ણુક**—વર્તણુક (વર્ત+ણુક), નીમણુક

૧૮. **વું**—ખાવું, ઘડવું, દેવું, ભણવું, લખવું

## ૨. કર્તૃવાચક

૧. **નાર**—કરનાર, જાણનાર, જોનાર, લખનાર, વેચનાર

૨. **કાર**—જાણકાર

૩. **આરો**—ઠગારો, ધુતારો, લૂટારો

૪. **અણી**—હસણી=હસનારી, ધખણી

## ૩. સાધનવાચક

કેટલાક પ્રત્યય ધાતુપર આવી કામ કરવાના સાહિત્યને ઓળખાવે છે, તેને સાધનવાચક પ્રત્યય કહે છે.

૧. **અણ**—પીંજણ

૨. **અણો**—વીંજણો

૩. **અણી**—આંકણી, કાપણી, ગળણી, ટાંકણી, ખાંડણી, ચાળણી

૪. **અણું**—ગળણું, ઓઢણું, ટાંકણું, ઢાંકણું, બિછાનું, બિંધણું, પાથરણું.

## ૪. વિશેષણ બનાવનાર

૧. **અણું**—ધાવણું (ધાવ+અણું)

૨. **ઉ-આઉ**—ઉડાઉ (ઉડ+આઉ), કમાઉ, ખર્ચાઉ, ગળાઉ, ચરાઉ, ચઢાઉ, ટકાઉ, ભરાઉ, વેચાઉ; કાંટાખાઉ, ભાજીખાઉ

૩. **આળ-આળુ** ( **સં. आल-आलु** )—ખર્ચાળ-ળુ

૪. **એલ**—ખાધેલ, પીધેલ, રખડેલ, વણેલ

૫. **ઇએલ**—બળિએલ (બળ+ઇએલ), દમિએલ, અડિએલ

૬. **ઈતું**—માનીતું (માન+ઇતું)

૭. **કણો**—કરડકણો, મારકણો, વઢકણો; લડકણી

૮. **ઉ**—ઉતારૂ ( ઉતાર+ઉ ), ખર્ચુ, ખેડુ, મારૂ

૯. **ઐયો-ઇયો**—ગવૈયો ( ગા+ઐયો ), ઘેરૈયો, ભાગિયો, રસોઇઓ ( રસ-રસો+ઇઓ ), લડવૈયો

૧૦. તે ઉપરાંત બીજા પ્રત્યયો-દોડતું, દોડયું, દોડેલું, દોડનારૂં, દોડવાનું

---

## પૂર્વગ

કેટલાંક અવ્યય નામની, ધાતુની કે ધાતુપરથી થએલા શબ્દની પહેલાં આવે છે તે **પૂર્વગ** ( પૂર્વ=પહેલાં+ગ=જનાર ) કહેવાય છે, એમાં જે ધાતુની કે ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દની પૂર્વે આવે છે તે **ઉપસર્ગ** [ ઉપ=પાસે+સર્ગ ( સૃજ્=સરજવું, ઉત્પન્ન કરવું ) ] કહેવાય છે. ઉપસર્ગ પૂર્વગ જ છે, પણ બધા પૂર્વગ ઉપસર્ગ નથી.

સંસ્કૃત વ્યાકરણમાં ૨૦ અવ્યયોને જ ઉપસર્ગ ગણ્યા છે, તે નીચે મુજબ:—

**પ્ર, પરા, અપ, સમ, અનુ, અવ, નિસ્-નિર્, દુસ્-દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ અને ઉપ**

કોઈ સ્થળે જુદા જુદા ઉપસર્ગો ધાતુની પહેલાં આવી અર્થમાં મોટો ફેરફાર લાવે છે. જેમકે, **હ=હરવું, લઈ જવું; પણ પ્રહાર=માર, અપહાર=લૂંટ, સંહાર=નાશ, અનુહાર=નકલ, અવહાર=ચોર,**

નિર્હાર=બાળવા માટે મુડદું લઈ જવું તે, વિહાર=મોજશોખ, આહાર=ભક્ષ, નિહાર=ઝાકળ, ઉદ્ધાર=છૂટકો, પ્રતિહાર=દ્વારપાલ, પરિહાર=અવજ્ઞા, ઉપહાર=ભેટ

કોઈક સ્થળે ધાતુના અર્થને અનુસરે છે. જેમકે, અનુકરણ એમાં ઉપસર્ગ ધાતુના અર્થને અનુસરે છે; અને કોઈક સ્થળે તેના અર્થમાં વધારો કરે છે. જેમકે, પ્રતાપ=ઘણો તાપ

**ઉપસર્ગના અર્થ**—ઉપસર્ગના ઘણા અર્થ છે, તેમાંના મુખ્ય અર્થ નીચે બતાવ્યા છે.

(૧) **પ્ર**—૧. આગળ

પ્રવાહ=આગળ વહેવું તે, પ્રચાર, પ્રૌઢ

૨. શ્રેષ્ઠ

પ્રભુ=શ્રેષ્ઠ હોનાર, પ્રકૃતિ

૩. વિશેષ

પ્રતાપ=વિશેષ તાપ, પ્રકાશ, પ્રકોપ, પ્રખ્યાતિ, પ્રજ્ઞા, પ્રણિપાત, પ્રમુખ, પ્રયત્ન, પ્રેક્ષક, પ્રચંડ, પ્રણામ, પ્રમદા

૪. ઉત્પત્તિદર્શક

પ્રપિતા=બાપનો બાપ, પ્રપૌત્ર

(૨) **પરા**—૧. પાછું

પરાવર્તન=પાછું વળવું તે

૨. તરફ

પરાક્રમ=તરફ ડગલાં ભરવાં તે=બહાદુરી, પરાયણ

૩. ઉલટું

પરાજય=જયથી ઉલટું—હાર, પરાભવ=હાર

(૩) **અપ**—૧. ખરાબ

અપભ્રંશ=ખરાબ પડવું તે, અપકૃત્ય, અપશબ્દ

૨. ઉલટું—દૂર

અપમાન=માનથી ઉલટું, અપરાધ, અપવાદ, અપશુકન

(૪) **સમ્—૧. સાથે**

સંગમ=સાથે જવું તે, સંક્ષેપ, સંબંધ (સમ્બન્ધ એમ બે અનુનાસિકવાળો ઉચ્ચાર કરવો.), સંસાર, સમાગમ, સંગીત, સંઘાત, સંભાષણ

૨. સુંદર રીતે

સંસ્કૃત=સુંદર કરેલ, સંતાન (**तन**=વિસ્તાર પામવો)=છોકરાં છૈયાં, સંતુષ્ટ=સંતોષી, સંસ્કાર (સત્કાર), સમૃદ્ધિ

૩. તદ્દન

સંરક્ષણ=પૂરેપૂરું રક્ષણ, સંપૂર્ણ, સંન્યાસ

(૫) **અનુ—૧. પાછળ**

અનુભવ=પાછળ થવું તે, અનુકરણ, અનુક્રમ, અનુચર=ચાકર, અનુવાદ=ભાષાંતર

૨. સાથે

અનુનાસિક=નાક સાથે–નાકમાંથી બોલતા વ્યંજન, અનુકૂળ, એથી ઉલટો શબ્દ પ્રતિકૂળ (**कूल**=નદીનો કાંઠો: નદીને આ કાંઠે આવેલી ચીજ અનુકૂળ, અને સામે કાંઠે આવેલી પ્રતિકૂળ. નદીને કાંઠે આર્ય પ્રજા વસતી હતી તેનો પુરાવો.)

(૬) **અવ—૧. નીચે**

અવલોકન=નીચે જોવું તે, અવસ્થા, અવનતિ, અવતાર

૨. નઠારું

અવગણના=નઠારી ગણના, અવજ્ઞા=અપમાન

(૭) **નિસ્-નિર્—'निस्'** ની પછી ઘોષાક્ષર આવે, તો **'निस्'** નું **'निर्'** થાય છે.

૧. નહિ

નિરંકુશ=અંકુશ વિના, નિરર્થક=નકામું, નિર્ધન, નિર્બળ. એથી ઉલટો શબ્દ સબળ

૨. બહાર

નિરીક્ષા (નીરખ)=તપાસ, નિર્જીવ, નિષ્કંટક=કાંટા વગરનું, નિઃસ્વાર્થ

૩. નક્કી

નિશ્ચય=નક્કી કરવું તે-ઠરાવ

(૮) દુસ્-દુર—૧. નઠારૂં

દુર્જન=નઠારો માણસ, એથી ઉલટો શબ્દ સજ્જન, દુરાચરણ, દુર્વચન, દુરાગ્રહ=હઠીલાઈ, દુર્બુદ્ધિ

૨. મુશ્કેલીથી

દુર્લભ=મુશ્કેલીથી મેળવાય તેવું, એથી ઉલટો શબ્દ સુલભ, દુર્ગ=પહાડી કિલ્લો

(૯) વિ—૧. વિશેષ

વિકરાલ (**वि+कराल**)=વિશેષ ભયંકર, વિચિત્ર, વિજય, વિધાતા, વિનાશ, વિજ્ઞાન

૨. ઉલટું

વિયોગ (વિજોગ)=મેળાપથી ઉલટું, વિષમ (વસમું), વિતર્ક

(૧૦) આ—૧. મર્યાદાદર્શક

આકાર=મર્યાદા કરનાર

૨. ઉલટું

આયાત=ગયેલાથી ઉલટું-આવેલું

(૧૧) નિ—૧. માંહે

નિવાસ=જેમાં વસે તે-રહેઠાણ, નિમંત્રણ

૨. ઘણું

નિનાદ=ઘણો નાદ-સોર, નિયમ (નીમ-નેમ), નિગ્રહ, નિધાન, નિબંધ, નિરૂપણ

૩. પાછળ

નિદાન=રોગની બધી પરીક્ષા કર્યા પછી જે અભિપ્રાય આપવો તે, નિવૃત્તિ

(૧૨) અધિ—ઉપર

અધિરાજ=ઉપર પ્રકાશનાર–રાજા, અધિપતિ, અધિકાર, અધ્યયન, અધ્યાય (અધ્યો)

(૧૩) **અપિ—ઉપર**

અપિધાન (**अपि+धा+अन**)–ઉપર ધારણ કરવાનું–ઢાંકણ, વસ્ત્ર

(૧૪) **અતિ—૧. ઘણું**

અતિઘોર=ઘણું ભયંકર, અતિતીવ્ર, અતિમૃદુ

૨. પેલીપાર

અતીન્દ્રિય=ઇન્દ્રિયોના માર્ગની પેલીપાર–ઇન્દ્રિયોને અગોચર

(૧૫) **સુ—૧. સારું**

સુકૃત=સારું કરેલું, સુકાલ, સુસ્વર, સુભટ, સુવર્ણ

૨. ઘણું

સુકુમાર=ઘણું કોમળ, સુપ્રસિદ્ધ, સુદૃઢ

૩. સહેલાઈથી

સુલભ (સહેલું)=સહેલથી મેળવી શકાય એવું

'**सु**' નું અપભ્રંશરૂપ '**स**' થાય છે. સપૂત=સારો છોકરો, સભર=ઘણું ભરેલું

(૧૬) ઉદ્—૧. ઉંચે

ઉત્કંઠા=ઉંચી ડોક થવી–આતુરતા, ઉત્તમ, ઉન્નતિ

૨. બહાર

ઉત્પત્તિ=બહાર પડવું, પેદા થવું; ઉચ્ચાર, ઉચ્છૃંખલ (**उद्+शृंखला**=સાંકળ)=મરજી પ્રમાણે ચાલનાર

૩. ઉલટું

ઉત્થાપન (ઊથાપન)=સ્થાપનથી ઉલટું-ઊઠાવવું

(૧૭) **અભિ—૧. તરફ**

અભિષેક=તરફ છાંટવું, અભિવંદન=નમસ્કાર, અભ્યાસ

૨. પાસે

અભ્યાગત=પાસે આવેલો–અતિથિ

૩. ઘણું

અભિમાન=ઘણું માન, અભિનંદન=મુબારકબાદી

(૧૮) પ્રતિ—૧. ઉલટું—સામું

પ્રતિબિંબ=બિંબથી ઉલટું, આરસીમાં પડે છે તેવો પડછાયો; પ્રતિકાર, પ્રતિપ્રિય, પ્રતિશબ્દ

૨. તરફ

પ્રતિગમન=તરફ જવું, પ્રતિપાલન=રક્ષણ, પ્રતિષ્ઠિત

૩. દરેક

પ્રતિદિન=દરરોજ

(૧૯) પરિ—૧. ચારે તરફ

પરિક્રમણ=ચારે તરફ ફરવું તે, પરિચારક=સેવક, પરિણામ, પરિસીમા=હદ, પરીક્ષા (પરખ, પારખ), પરિષદ (જેમાં વિદ્વાનો આસપાસ ટોળે વળી બેસે ને ચર્ચા કરે તેવી સભા; **परि+सद्** બેસવું)

૨. ઘણું

પરિતાપ=ઘણો તાપ, પરિશ્રમ, પરિપક્વ, પરિપૂર્ણ

(૨૦) ઉપ—૧. પાસે

ઉપસર્ગ=પાસે જવું–ધાતુ કે ધાતુથી ઉત્પન્ન થએલા શબ્દોની પૂર્વે આવનાર, ઉપદેશ=બોધ, ઉપવાસ (અપવાસ, અપ્પાસ)=પ્રભુની પાસે રહેવું તે; આહાર ન લેવાથી પ્રભુસ્મરણ થાય છે. ઉપાસના=સેવા, ઉપનયન=જનોઈ, ઉપવીત=જનોઈ

૨. નાનું

ઉપસાગર=નાનો સમુદ્ર, ઉપગ્રહ, ઉપેન્દ્ર=વિષ્ણુ (દેવસભામાં વિષ્ણુ ઇન્દ્રથી નાના છે માટે)

---

## ઉપસર્ગ સિવાયના પૂર્વગો

ઉપસર્ગમાં નહિ ગણાતા પણ ગુજરાતીમાં વપરાતા નીચેના સંસ્કૃત પૂર્વગો છે.

અ કે અન્, ન, અમા, કુ, શ્રત્, તિરસ્, અલમ્, નમસ્,

ત્રિક્, સાક્ષાત્, ચિરમ્, મિથ્યા, અંતર્, પર, પરમ, પુનર્, સ કે સહ, સત્, સ્વ, સ્વયમ્, વગેરે. કેટલાંક પૂર્વગોથી સમાસ બને છે.

**अ નહિ:**—અઘોષ (અવાજ વિનાનું), અઘોર (ઘણું ભયંકર), અજિત, અજ્ઞાન (અજાણ), અન્યાય, અનિશ્ચિત, અપારદર્શક, અબલા, અલોપ, અવિચલ, અવિવેક, અસાધ્ય, અસ્થિર, અક્ષય (આખું), અક્ષય્ય=ક્ષય થઈ ન શકે એવું, અખંડ, અખાત, અગમ્ય (અગમ), અગાધ, અછત, અજ્ઞાત, અડગ, અદ્વિતીય=જેના જેવો બીજો નથી એવો, અદૃશ્ય, અદૃષ્ટ, અદ્રાવ્ય

**अन् નહિ:**—અનર્થ (અન્+અર્થ), અનારોગ્ય, અનુચિત, અનાદર, અનિષ્ટ, અનુપમ=જેની બરોબરી કોઈ ન કરી શકે એવું, અનૃત

સંસ્કૃત **अन्** પૂર્વગ પરથી પ્રાકૃતમાં **અણ** પૂર્વગ થયો છે.

**અણ=નહિ:**—અણકમાઉ, અણકસબી, અણગમતું, અણઘડ, અણછતું, અણજુગતું, અણટેવાયલું, અણદીઠ, અણમાહિતી, અણરાગ, અણવાકેફ, અણવીંધ્યું, અણવિશ્વાસ, અણસરજ્યું

વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં **अ**, અને સ્વરથી શરૂ થતા શબ્દથી પહેલાં **अन्** પૂર્વગ આવે છે. **અણ** પૂર્વગ તો ઘણુંકરીને વ્યંજનની પહેલાં મૂકાય છે.

**न નહિ:**—નપુંસક=પુરુષ નહિ તે, નાન્યતર, નાસ્તિક

**अमा સાથે, પાસે:**—અમાત્ય=રાજા સાથે રહેનાર, પ્રધાન, મંત્રી, સલાહકાર; અમાવાસ્યા (અમાસ)–(અમા=સાથે+વસ્=વસવું+યા)=જે તિથિએ સૂર્ય અને ચંદ્ર સાથે એક ક્ષિતિજમાં આવ્યા હોય તે તિથિ, મહીનાની છેલ્લી તિથિ

**कु નઠારૂં:**—કુપાત્ર, કુગ્રામ, કુકર્મ, કુતર્ક, કુદૃષ્ટિ, કુધારો, કુબોધ, કુલક્ષણ, કુવાક્ય, કુવાસના, કુસંગ

**कु** નું અપભ્રંશરૂપ **क** થાય છે-કફોડું=મુશ્કેલ, કજાત, કપૂત, કભારજા, કમન, કમોત, કવખત, કવેળા, કસુવાવડ

**श्रत्:**—શ્રદ્ધા (શ્રત્+ધા=ભરોંસો રાખવો+આ)=ભરોંસો, વિશ્વાસ;

ભક્તિ, શ્રદ્ધાલુ (શ્રદ્ધા+આલુ)=વિશ્વાસુ. શ્રાદ્ધ (શ્રદ્ધા+અ)=દેવ, પિતૃનિમિત્ત શ્રદ્ધાથી કરવાનું કર્મ

**अलम्+कृ શણગારવું:**—અલંકાર=શણગાર, ભૂષણ, ઘરેણું; કવિતામાં ઉપમા વગેરે દર્શાવનાર અલંકાર. અલંકૃત=શણગારેલું; સાલંકૃત; અલંકૃતિ

**तिरस्+कृ ધિક્કારવું:**—તિરસ્કાર=ધિક્કાર, નિંદા.

**नमस्+कृ નમવું:**—નમસ્કાર=નમન કરવું; નમસ્કૃતિ

**धिक्+कृ ધિક્કારવું:**—ધિક્કાર

**साक्षात्+कृ નજરોનજર કરવું:**—સાક્ષાત્કાર

**स्व+कृ કબુલ રાખવું:**—સ્વીકાર્ય=સ્વીકારવાયોગ્ય, સ્વીકાર

**चिरम् લાંબોકાળ:**—ચિરકાળ, ચિરંજીવી=દીર્ઘાયુ

**मिथ्या જુઠું:**—મિથ્યાવાદ, મિથ્યાવાદી, મિથ્યાભિમાની

**अंतर् માંહે:**—અંતર્ગોળ, અંતર્યામી (અંતરજામી, અંતર્દીપિકા, અંતઃકરણ, અંતઃપુર

**पर પારકું, બીજું; મોટું; દૂર:**—પરદેશ, પરપ્રકાશક, પરરાજ્ય, પરલોક, પરોક્ષ, પરધર્મ, પરસ્ત્રી, પરબ્રહ્મ, પરવશ

**परम સૌથી શ્રેષ્ઠ:**—પરમેશ્વર, પરમપદ, પરમપ્રિય

**पुनर् ફરીથી:**—પુનર્જન્મ, પુનર્મનન, પુનર્લગ્ન

**स, सह સાથે, સરખું:**—સકારણ, સચોટ, સધવા; સહગમન, સહચાર=સોબત, સહવાસ, સહાય; સહોદર=ભાઈ બેન, સહોદરા= સરખા ઉદરવાળી–સગી બેન

**सत् સારું:**—સજ્જન, સત્કાર, સત્કાળ, સત્પ્રયત્ન, સત્સંગ, સદાચરણી, સદુદ્યોગ, સદ્ગુણ, સદ્ધર્મ, સદ્ભક્તિ, સન્માન, સન્મિત્ર

**स्व પોતાનું:**—સ્વચ્છંદી (છંદ=મરજી)=પોતાની મરજીમાં આવે તેમ વર્તનાર, સ્વજન, સ્વજીવન, સ્વતંત્ર, એથી ઉલટો શબ્દ પરતંત્ર; સ્વદેશ, એથી ઉલટો શબ્દ પરદેશ; સ્વપ્રકાશક, સ્વમાન, સ્વરક્ષણ, સ્વરૂપ, આત્મસ્વરૂપ; સ્વભાવ, સ્વાનુભવ

**स्वयम्** પોતાની મેળે:—સ્વયંભૂ, સ્વયંવર

## ફારસી અને અરબી પૂર્વગો

**ના, બિન** (ઉર્દૂ, **સં. विना** પરથી), **બે, લા** (અરબી), **બિલા** (અરબી), **ગેર** (અ. ગૈર=ઉલટું) આ પૂર્વગો નામ કે વિશેષણની પહેલાં આવી અભાવવાચક વિશેષણ બનાવે છે.

**ના**=નહિ:—નાદાન (ના+દાન=જ્ઞાન) નથી જ્ઞાન જેને, મૂર્ખ; નાપસંદ, નાબુદ, નારાજ, નાખુશ, નાઇલાજ, નાઉમેદ, નાકબૂલ, નાકૂવ્વત, નાચાર (ચાર=ઇલાજ), નાદાર (દાર=રાખનાર), નાપાક (પાક=પવિત્ર), નાફર્માની=હુકમ ન માનનાર, નામક્કર, નામંજૂર, નામર્દ, નામુનાસિબ, નામુરાદ=આશાભંગ, નાવાકેફ (અ. વાકિફ), નાવારસ, નાહક, નાહિંમત

**બિન**=વિના:—બિનઅનુભવી, બિનઅપરાધ, બિનકેળવાએલી, બિનગુનાહ, બિનચૂક, બિનતકરાર, બિનરોજગારી, બિનવારસ, બિન-સમજ, બિનસ્વાર્થી, બિનહરકત

**બે (સં. वि)**=ઉલટું:—બેકાળજી, બેચેન, બેડોળ, બેદર્કાર, બેદાણા (દાના=બી), બેપરવા, બેભાન, બેવફા, બેશક, બેહદ, બેઅદબ, બેઇમાન, બેકદર (અ. કદ્ર=મૂજ), બેકરાર (કરાર=આરામ), બેકેદ (અ. કયદ), બેખબર, બેતમા, બેતાલ, બેદાદ (દાદ=ફર્યાદ), બેદિલ (દિલ=મન), બેફાટ=ઉઘાડેછોક, બેફામ (ફામ=યાદદાસ્ત), બેફિકર, બેવુકૂફ (અ. વુકૂફ=સમજ), બેહુરમત (અ. હુર્મત=આબરૂ), બેહાલ

**લા**=વિના:—લાચાર=ઇલાજ વગરનો, લાઇલાજ

**બિલા**=સિવાય:—બેલાશક (અ. બિલાશક=શક સિવાય)

**ગેર** (અ. ગૈર)=ઉલટું:—ગેરઇન્સાફ, ગેરફાયદો, ગેરલાભ, ગેરવાજબી, ગેરવ્યવસ્થા, ગેરહાજર, વગૈરે (વ=અને+ગૈર=બીજું)=અને બીજું

### કેટલાક ફારસી પૂર્વગોથી સમાસ બને છે.

**નેક**=પવિત્ર, અદલ:—નેકનજર, નેકનામ, નેકનામદાર

**સર**=માથું, મુખ્ય:—સરકાર, સરદાર, સરપંચ, સરપેચ, સરસૂબો

બર=બાજુઃ—બરતરફ
હર=પ્રત્યેકઃ—હરરોજ ( હર વિશેષણ છે. )

---

# સંસ્કૃત ધાતુપરથી શબ્દો બનાવવા વિષે

પાછલા પ્રકરણમાં આપણે કૃત્પ્રત્યયો જુદા જુદા ધાતુઓને લગાડી તેથી બનતા શબ્દોનું વર્ણન કર્યું, આ પ્રકરણમાં ધાતુપરથી જુદા જુદા શબ્દો કેમ બનાવવા તેનું વર્ણન આપીએ છીએ તેને માટે નીચેનો ક્રમ યોગ્ય થઈ પડશે.

૧. ધાતુને **अ, अक, अन, तृ**નો **ता, इन्**નો **ई, ति, त, य**, વગેરે કૃત્પ્રત્યયોમાંથી જે લગાડી શકાતા હોય તે લગાડી કૃદંત બનાવવા. બધા પ્રત્યયો સાથે ન લગાડતાં એક પ્રત્યયનું કામ પૂર્ણ થયા બાદ બીજો પ્રત્યય લગાડવો.

૨. કૃદંતની પૂર્વે કે પછી શબ્દો જોડાઈ શકાતા હોય તો તે જોડી સામાસિક શબ્દો બનાવવા.

૩. કૃદંતની પૂર્વે ઉપસર્ગ કે પૂર્વગોમાંથી જે લગાડી શકાતા હોય તે લગાડવા.

૪. જે શબ્દોને તદ્ધિત પ્રત્યય લગાડી શકાતા હોય તે લગાડવા.

૫. સંસ્કૃત ધાતુપરથી, ગુજરાતી શબ્દો, કૃદંત કે ક્રિયાપદ બનતાં હોય તે બનાવવાં.

ઉપરના નિયમે ત્રણેક સંસ્કૃત ધાતુ પરથી નમૂના દાખલ ભાષામાં વપરાતા શબ્દો બનાવી આપ્યા છે. વિદ્યાર્થીઓને આવાં મનોયત્ન આપવાં લાભકારી થશે.

**કૃત્પ્રત્યય** ધાતુ—**कृ**=કરવું.

**अ**—**કર**, કિંકર, તીર્થંકર, દિનકર, દિવાકર, ભાસ્કર, યાવચ્ચંદ્રદિવાકરૌ, ભયંકર, વણકર, હિતકર, કરપલ્લવી, શંકર, સંકર.

**કાર**, અહંકાર, અંગીકાર, (**अंगीकृ**=કબુલ કરવું), ઇતિહાસકાર, કુંભકાર (કુંભાર), ગ્રંથકાર, બલાત્કાર ( બલાત્—બળથી

કરાવવું ), મૂર્તિકાર, લોહકાર ( લુહાર ), શાસ્ત્રકાર, સત્કાર ( આદરમાન ), સાધુકાર ( સાહુકાર ), સુખકાર, સ્મૃતિકાર

**अक—કારક**, આશ્ચર્યકારક, નાશકારક, લાભકારક, વિસ્મયકારક, હાનિકારક, હિતકારક

**अन—કરણ**, ઘનીકરણ, એકીકરણ, સમીકરણ, ( ગણિતનાં બે પદને સરખાં કરવાં ), અધિકરણ, અનુકરણ, પ્રકરણ, રાજ્યપ્રકરણ, વ્યાકરણ, પૃથક્કરણ, કરણી (કરવું, કરેલું તે), **કારણ**, કર્મકારણ

**इन**નોઈ—**કારી**, આનંદકારી, ચમત્કારી, સુખકારી, ઉપકારી

**तृ**નોતા—**કર્તા** ( કિરતાર, કરતાર ), જગત્કર્તા, ભાવકર્તૃક, કર્તરિ ( કર્તામાં ).

**य-या—ક્રિયા**, ધર્મક્રિયા, ક્રિયાપદ, વિક્રિયા.

**ति—કૃતિ**, આકૃતિ, વક્રરેખાકૃતિ, પ્રકૃતિ, પ્રકૃતિવિકાર, પ્રાકૃત (**अ**), પ્રાકૃતિક, વિકૃતિ, અલંકૃતિ, નમસ્કૃતિ.

**मन्-म—કર્મ** (કામ), કુકર્મ, સત્કર્મ, અકર્મક, અકર્મી, સકર્મક, કર્મણિ ( કર્મમાં ).

**त्रिम—કૃત્રિમ**

**मान—ક્રિયમાણ**

**त—કૃત**, જનકૃત, પ્રભુકૃત, અપકૃત, સંસ્કૃત, દુષ્કૃત, સુકૃત, અલંકૃત, સાલંકૃત, સ્વીકૃત, કૃતાર્થ, કૃતકૃત્ય ( ઠરાવેલું કાર્ય જેનું સિદ્ધ થએલું છે તે, કૃતાર્થ )

**य—કાર્ય** ( કાજ, કારજ ), અકાર્ય

**त्य—કૃત્ય**, દુષ્કૃત્ય, સુકૃત્ય

**अनीय—કરણીય**

**तव्य—કર્તવ્ય**

**ગુ. શ.**—કામ: કાજ; કારજ; કરતાર; સાહુકાર; લુહાર; કુંભાર

**ગુ. કૃદંત**—કરવું, કરનાર; કરતો, કર્યું, કરેલું, કરવાનું; કરીને

**ગુ. ક્રિયાપદ**—કરે, કરશે.

## जन् જન્મવું.

**अ—જન** ( જણ ), કવિજન, હરિજન, મહાજન, દુર્જન, સુજન, સજ્જન, નિર્જન, સર્વજન, સાર્વજનિક ( **इक** )=બધાના ઉપયોગનું.

**જ,** અંડજ ( અંડ–ઈંડામાંથી પેદા થનાર ), ક્ષિતિજ, ખનીજ, તનુજ, દ્વિજ ( બેવાર જન્મનાર કેમકે તેમને જનોઈ દેવાય છે–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ), પંકજ, અજ, ઉદ્‌ભિજ્જ ( **उद्+भिद्+ज** )=જમીન ભેદી બહાર આવનાર વનસ્પતિ, નિજ, પૂર્વજ, સહજ (સહેજ)

**अक—જનક**

**अन—જનન,** જનની

**तृ**નો **ता**—પિતા, માતા

**य—જન્ય** ( જાન ), જાયા=જણનારી–સ્ત્રી

**आ—પ્રજા,** પ્રજાહિત

**ति—જાતિ** ( જાત ), કજાત, સજાત, વિજાતિ, સ્વજાતિ, સ્વજાતીય

**मन्-म—જન્મ,** જન્મતિથિ, જન્માષ્ટમી, જન્મભૂમિ, જન્માંતર ( બીજોભવ ), પુનર્જન્મ

**तु—જંતુ**

**त—જાત** ( જાયો )

**ગુ. શ.**—જન્મારો, જણતર, જાતીલી

**ગુ. કૃ.**—જન્મવું, જન્મનાર; જન્મતો, જન્મ્યું, જન્મેલું, જન્મવાનું; જન્મીને.

**ગુ. ક્રિ.**—જન્મે, જન્મશે; જણે, જણશે.

## राज् દીપવું.

ક્વિપ્—**રાજ્** (રાજા), સમ્રાજ્, સામ્રાજ્ય (**य**).

**अ—રાજ** ( રાજા ), રાજેંદ્ર ( સાર્વભૌમરાજા ), રાજકન્યા, રાજકાર્ય, રાજકુમાર, રાજકુળ, રાજગુરુ, રાજચિહ્‌ન (રાજાનું નિશાન–છત્ર, ચામર, વગેરે ), રાજદ્વાર રાજદ્રોહ ( રાજાપ્રતિ

દ્રોહ ), રાજદ્રોહિન્ ( રાજાનો દ્રોહ કરનાર ), રાજધર્મ, રાજધાની, રાજનીતિ, રાજપુત્ર ( રજપૂત ), રાજમંડળ ( રાજાનું ટોળું ), રાજમંદિર ( રાજાનો મહેલ ), રાજમાર્ગ, રાજમુદ્રા ( સિક્કો, મહોર, વગેરે રાજચિહ્ન ), રાજર્ષિ, ( જેણે પોતાના આત્માને નિયમમાં રાખેલ છે એવો રાજા, ક્ષત્રિય યોગી ), રાજલક્ષ્મી, રાજલેખ, રાજસભા, રાજસૂય ( રાજાએ કરવા લાયક એક યજ્ઞ ).

**अक—રાજક** ( દીપનાર–રાજા ).

**अन–રાજન્**–રાજા ( રાજ–રાય–રાવ ), રાજ્ઞી ( રાણી ).

**त्र—રાષ્ટ્ર** ( દેશ ), મહારાષ્ટ્ર.

**मान—રાજમાન,** વિરાજમાન ( બિરાજમાન ).

**इत—રાજિત**=શોભેલું, વિરાજિત.

**य—રાજ્ય,** રાજ્યાસન, રાજ્યતંત્રી, મહારાજ્ય, ઉપરાજ્ય, સ્વરાજ્ય, પરરાજ્ય, અરાજ્ય.

**ગુ. શ.**—રજવાડો, રાજવી, રાવળ.

**ગુ. કૃદંત**—વિરાજવું, વિરાજનાર; વિરાજતો, વિરાજ્યું, વિરાજેલું, વિરાજવાનું; વિરાજીને.

**ગુ. ક્રિ.**—વિરાજે, વિરાજશે.

---

# ગુજરાતી ક્રિયાપદોનાં મૂળ

વાચનપાઠોમાં ક્રિયાપદ આવે, તેમાંનાં જે આ પ્રકરણમાં આવ્યાં હોય, તેઓની વ્યુત્પત્તિ શિખવવી.

**સં. ધાતુ કે શબ્દ. ગુ. ક્રિયાપદ.**

**अङ्क्**–આંક(વું).

**अञ्ज्**–આંજ(વું); ઊંજ(વું).

**अभ्यंजन (अभि+अंजन)**–ભીંજ(વું).

**अट्**–અથડ(વું); આથડ(વું).

**अड्**–અડ(વું); અડક(વું).

**अंध्**–અંધાર(વું).

**अर्प्**–અર્પ(વું); આપ(વું).

**समर्प् (सम्+अर्प्)**–સોંપ(વું).

**प्राश् (प्र+अश्)**=ખાવું-પ્રાશ(વું).
**अस्तम्+गम्**–આથમ(વું).
**पर्यस्त (परि+अस् ने। ભૂ. કૃ.)**–પલોટ(વું).
**प्राप् (प्र+आप्)**–પાવ(વું); પામ(વું).
**व्याप् (वि+आप्)**–વ્યાપ(વું).
**व्यतीत (वि+अति+इ+त)**=વીત(વું).
**इष् (इच्छ्)**–ઇચ્છ(વું).
**निरीक्ष् (निर्+ईक्ष्)**–નિરખ(વું).
**परीक्ष् (परि+ईक्ष्)**–પરખ(વું); પારખ(વું).
**प्रेक्ष् (प्र+ईक्ष्)**–પેખ(વું).
**प्रेर् (प्र+ईर्)**=ઉશ્કેરવું–પ્રેર(વું).
**कच्**–બૂમ પાડવી, બાંધવું–કચ-ર(વું), કચડ(વું).
**कण्डू**=ખાંડ(વું).
**कथ्**–કહે(વું).
**कम्प**-કંપવું, દયા કરવી–કંપ(વું), કાંપ(વું).
**कर्त्**=કાપવું–કાટ(વું).
**कल्**–કળ(વું).
**अकल्**=ન કળવું–અકળા(વું).
**उत्कल् (उद्+कल्)**–ઉકેલ(વું).
**कष्**=કસવું, ઘસવું–કસ(વું).
**विकस्**=ખૂલવું, ઉઘડવું–વિકસ(વું).
**विकास्**=ખીલવું–વકાસ(વું).
**प्रकाश्**–પ્રકાશ(વું).
**संकुच्**–સંકોચા(વું).
**कुथ्**–કોહ(વું).
**कुप्**–કોપ(વું).
**प्रकुश्**–પોકાર(વું).
**कूट्**–કૂટ(વું), કૂટા(વું).
**कूर्द्**–કૂદ(વું).
**कृ**–કર(વું).
**कृतः (कृ ને। ભૂ. કૃ.)**–કીધો.
**उच्चीकृ**–ઊંચક(વું).
**स्वीकार (स्व+कृ)**–સ્વીકાર(વું), સિકાર(વું), સકાર(વું).
**संस्कार (सम्+कृ)**–સમાર(વું).
**कृष**=ખેડવું–ખસ(વું); ખેડ(વું).
**आकृष्(आ+कृष्)**–આકર્ષ(વું).
**कृष्ट (कृष् ને। ભૂ. કૃ.)**–કાઢ(વું).
**विकिर् (वि+कॄ–किर्)**-વિખેર(વું).
**विक्री**–વેચ(વું).
**क्रीड्**–ખેલ(વું).
**कल्प्**–કલ્પ(વું).
**क्षण्**=હણવું–ખણ(વું).
**क्षप्**=નાશ પામવું–ખપ(વું); ખો(વું).
**क्षम्**–ખમ(વું).
**क्षर्**–ઝર(વું), ખેર(વું).
**प्रक्षाल् (प्र+क्षल्)**-પખાળ(વું).

**विक्षालन**–વીછળ(વું).
**क्षि (क्षय्)**–ક્ષય થવો; ક્ષીણ થવું.
**क्षेप (क्षिप्)**–ફેંક(વું).
**क्षुद्**–છુંદ(વું).
**खड (खण्ड्)**–ખંડ(વું); ખાંડ(વું).
**खन्**–ખણ(વું).
**उत्खात (उद्+खन्** નો ભૂ. કૃ.) ઉખેડ(વું); ઉખાડ(વું).
**खल्**–ખાળ(વું).
**खाद्**–ખા(વું).
**खिद्**–ખીજ(વું).
**खेल्**–ખેલ(વું).
**व्याख्यान**–વખાણ(વું).
**गण्**–ગણ(વું).
**गन्ध्**–ગંધા(વું).
**गम्**–ગમ(વું); ગમ પડવી.
**गतकः**–ગયો.
**उद्गम्**–ઊગ(વું).
**निर्गम्**=નીકળવું–નિર્ગમ(વું).
**गर्ज्**–ગાજ(વું),
**गल्**–ગળ(વું).
**अवगल्**–ઓગળ(વું).
**प्रगल्**–પીગળ(વું).
**निर्गल्**–નિગળ(વું).
**गुण्**–ગુણ(વું).
**ग्रह् (गृह्)**–ગ્રેહ(વું), ગ્રહણ કરવું; ઘેર(વું).
**उद्ग्रह्**–ઉઘરાવ(વું).

**विग्रह्**–લડાઈ કરવી–વીઘર(વું).
**संग्रह्**–સંઘર(વું).
**उद्गिर् (उद्+गॄ)**–ઓક(વું).
**गै**–ગા(વું).
**ग्रंथितव्य (ग्रंथ्)**–ગુંથવું; ગાંઠવું.
**घट्**–ઘટ(વું); ઘડ(વું).
**उद्घट्**–ઊઘડ(વું); ઉઘાડ(વું).
**विघट्**–બગડ(વું).
**घुट्** ઘુંટ(વું).
**घुर्**–ઘોર(વું).
**घुष्**–ગોખ(વું)
**घूर्णितव्य (घूर्ण्)**–ઘૂમ(વું).
**घृष्** ઘસ(વું); ઘવડ(વું).
**चक्**=ભયપામવો–ચક(વું).
**चट्**–ચડ(વું), ચઢ(વું); ચાટ(વું).
**चर्**=ફરવું–ચર(વું).
**आचर्**–આચર(વું).
**उच्चर् (उद्+चर्)**–ઊચર(વું).
**विचर्**–વિચર(વું); વિચાર(વું).
**संचर् (सम्+चर्)**–સંચર(વું); સાંચર(વું);
**चर्व्**–ચાવ(વું).
**चल्**–ચળ(વું); ચાળ(વું); ચાલ(વું).
**उच्चल् ( उद्+चल् )**–ઊછળ(વું).
**चष्**–ચાખ(વું).

**चित्र्**–ચીતર(વું).
**निश्चय्** ( **निस्+चि** )-નિશ્ચય કરવો.
**संचय्** (**सम्+चि**)–સંચ(વું), સાંચ(વું), સંચય કરવો; સાચવ(વું).
**चित्**-ચેત(વું); ચેતવ(વું).
**चिन्त्**—ચિન્ત(વું).
**चुर्**–ચોર(વું).
**चूष्**–ચૂસ(વું).
**छद्**–છાહ(વું); છાંદ(વું).
**अवच्छादय** (**अव+छद्**)–ઓછાડ(વું).
**छर्द्**–છાંડ(વું).
**छिद्**–છેદ(વું); છીન(વું); છણ(વું).
**छुट्**–છૂટ(વું); છોડ(વું).
**जट्**-જડ(વું).
**जन्**-જણ(વું).
**जन्मन्** ( **जन्** )-જન્મ(વું).
**जप्**-જપ(વું).
**जागृ**-જાગ(વું).
**जागरय** (**जागृ**)–જગાડ(વું); જગાવ(વું).
**जि**–જિત(વું).
**जीव्**-જીવ(વું).
**जुट्**–જોડ(વું).
**जृ**–જર(વું), જળીજ(વું),ઝૂર(વું).

**ज्वल्**-જળ(વું), ઝાળ(વું); બળ(વું), બાળ(વું),
**प्रज्वल्**–પ્રજળ(વું).
**उज्ज्वल्** ( **उद्+ज्वल्** )–અજવાળ(વું).
**ज्ञा**–જાણ(વું).
**प्रत्यभिजानामि**–પિછાણ(વું).
**विज्ञप** ( **वि+ज्ञा**નો પ્રેરક )–વીનવ(વું).
**झृ**–ઝર(વું).
**टंक्**–ટાંક(વું).
**टिप्**–ટીપ(વું).
**उड्डी** (**उद्+डी**) -ઊડ(વું).
**ढुंढ्**–ઢુંઢ(વું).
**तक्ष्**-તાસ(વું), તાછ(વું).
**तन्**–તાણ(વું).
**तप्**-તપ(વું), તાપ(વું); તાવ(વું).
**संतप्** (**सम्+तप्**)–સંતાપ(વું).
**तर्क्**–તાક(વું).
**तुल्**–તોળ(વું).
**तुष्ट** (**तुष्**નો ભૂ. કૃ.)–તૂઠ(વું), ત્રૂઠ(વું).
**संतुष्** ( **सम्+तुष्** ) સંતોષ(વું), સંતોષ પામવો.
**तृ**–તર(વું); તાર(વું).
**अवतृ**–અવતર(વું); ઊતર(વું).
**त्यज्**–તજ(વું), ત્યાજકરવું.
**त्रस्**–ત્રાસ(વું).

अवत्राण–( त्रा બચાવવું )–બચાવ(વું).
त्रुट्–તૂટ(વું).
त्रोट ( त्रुट्)–તોડ(વું).
दण्ड्–દંડ(વું), દાટ(વું).
दम्–દમ(વું).
दर=બીક–ડર(વું).
दल्–દળ(વું).
दंश्–ડસ(વું), ડંખ(વું).
दह्–દાઝ(વું).
दा–દે(વું), દાન કરવું.
दिश्–દીસ(વું).
आदिश्–આદેશ આપવો.
दीप्–દીપ(વું).
दुःख्–દૂખ(વું).
दुल्–ડોલ(વું).
दुह्–દોહ(વું).
आदृ ( दृ માન આપવું )–આદર(વું).
दृश्–દેખ(વું).
दृष्टः ( दृश्નો ભૂ. કૃ. )–દીઠો.
विदॄ ( दॄ ફાડવું )–વિદાર(વું).
द्रु=દોડવું–દોડ(વું), દ્રોડ(વું).
धक्क्–નાશ કરવો–ધકેલ(વું), ઢકેલ(વું).
परिधा ( धा ધરવું)–પહેર(વું).
संधा ( सम्+धा )–સાંધ(વું).
धाव्–ધા(વું); ધો(વું).
धवल–ધોળ(વું).
धिक्ष्–ધીક(વું).
धू–ધૂજ(વું), ધૂણ(વું).
धूम्–ધૂમા(વું).
धृ–ધર(વું),, ધાર(વું).
निर्धार् ( निस्+धृ )–નિર્ધાર(વું).
सुधार् (सु+धृ)-સુધાર(વું).
धे-ધાવ(વું).
ध्मा–ધમ(વું).
ध्यान–( ध्यै વિચારવું)–(સમજ(વું).
आनंद् ( आ+नंद् )–આનંદ(વું).
नम्–નમ(વું); નામ(વું).
प्रणम् ( प्र+नम् )–પ્રણમ(વું).
नल्=બાંધવું–નડ(વું).
नश्––નાસ(વું), નાશ પામવું.
विनश्=અદૃષ્ટ થવું–વણસ(વું).
नाथ्–નાથ(વું).
निन्द्–નિંદ(વું).
आनय् (आ+नी)–આણ(વું).
परिणय् ( परि+नी )–પરણ(વું).
नृत्य (नृत् નાચવું )–નાચ(વું).
पच्–પચ(વું).
पठ्–પઢ(વું).
पत्–પડ(વું), પાડ(વું).

उत्पत (उद्+पत्)–ઊપડ(વું).
निपत् ( नि+पत् )–નિવડ(વું).
उत्पद्य (उद्+पद्)–ઉપજ(વું).
निष्पद्य ( निस्+पद् )–નિપજ(વું).
संपद्य ( सम्=पद् )–સંપજ(વું).
संपाद ( सम्+पद् )-સંપાદ(વું), સાંપડ(વું).
संपन्न ( सम्+पद्‌નો ભૂ. કૃ.) બન(વું).
पल्–પળ(વું), પળીજવું.
पश्-ફસ(વું).
पा ( पिब् )–પા(વું), પી(વું).
पीत (कम्)–પીધું.
पाल्–પાળ(વું), પળ(વું).
पिष्–પીસ(વું).
पीड्–પીડ(વું): પીલ(વું).
पुष्–પોષ(વું), પોખ(વું).
उत्पवन (उद्+पू)–ઊપણ(વું).
पूज्–પૂજ(વું).
पूर्–પૂર(વું), પૂર્ણ કરવું.
व्यापृ ( वि+आ+पृ )=કામે લગાડવું–વાપર(વું),વાવર(વું).
पृष्=કષ્ટ આપવું–પીટ(વું).
प्रच्छ ( पृच्छ् )–પુછ(વું).
फल्–ફળ(વું), ફાલ(વું).
फुल्ल्–ફૂલ(વું); ફોલ(વું).
फेन=ફીણચડવું–ફીણ(વું).
बन्ध्–બાંધ(વું).
बल्ह्–બોલ(વું).
बुक्क्–ભૂંક(વું).
बुध्–બોધ(વું).
बुध्य–બૂજ(વું).
प्रबोध्=વિસ્તારથી બોધ આપવો–પ્રબોધ(વું).
संबोध=બોલાવવું–સંબોધ(વું).
बुल=ડૂબવું–બોળ(વું).
भक्ष्–ભક્ષ(વું). ભખ(વું).
भज्–ભજ(વું), ભજન કરવું.
भज्, भंज्–ભાગ(વું), ભાંગ(વું), દુભાગ(વું).
विभज्–વહેંચ(વું),
भण्–ભણ(વું), બોલવું.
भल्–ભાળ(વું).
निभालय ((नि+भल्)–નિહાળ(વું).
भष्–ભસ(વું).
भाष्–ભાખ(વું).
भास्–ભાસ(વું).
भिक्ष्–ભીખ(વું).
भिद्–ભેદ(વું).
भी–ભયપામવો.
भुज्–ભોગવ(વું).
भू-હો(વું), ભાવ(વું).
अनुभू–અનુભવ(વું).

संभू संભવ(વું).
भुक्-ભોંક(વું).
भृ-ભર(વું).
संभृ-સંભાળ(વું).
भृज-ભુંજ(વું).
भ्रम्-ભમ(વું).
अपभ्रंश् (भ्रंश्)-અભડા(વું).
मन्य (मन्)-માન(વું).
मन्थितव्य (मन्थ् વલોવવું)-મથવું.
मन्त्र्-મંતર(વું).
निमन्त्र्-નોતર(વું).
मा-મા(વું), સમા(વું).
निर्मा (निर्+मा)-નીમ(વું).
मान्-માન(વું).
माप्-માપ(વું).
मार्ग्-માગ(વું).
मार्ज्-માંજ(વું).
मिल्-મળ(વું).
उन्मिल् ( उद्+मिल् )-ઉઘાડ(વું).
मिश्र्-મેળવવું-ભેળ(વું).
मुच्-મૂક(વું), મોકલ(વું), મોચા(વું).
मुण्ड्-મુંડ(વું), મોડ(વું)=માનભંગ કરવું.
मुस्-મસળ(વું).
मुह्-મોહ(વું), મોહ પામવો.

मुञ्ज-મુંઝા(વું).
मृ-મર(વું), મરણ પામવું.
मृतकः-મુઓ.
मृत्यु-મીચ(વું).
विमृश् ( मृश् વિચારવું )-વમાસ(વું).
मृष्-સીંચવું; સહન કરવું-મટ(વું), મટાડ(વું).
यज् યજ(વું), યજ્ઞ-જગ્નકરવો.
या-જા(વું)-જ(વું).
आया-આવ(વું).
उद्यापन (उद्+या નો પ્રેરક)-ઊજવ(વું).
याच्-યાચ(વું)-જાચ(વું).
योत्र (यु જોડવું)-જોતર(વું).
युज्-યોજ(વું).
युध्य (युध्)-જૂઝ(વું).
रक्ष्-રાખ(વું), રક્ષણ કરવું.
रख्-રખડ(વું).
रच्-રચ(વું).
रंज्-રંગ(વું), રીઝ(વું).
रट्-રટ(વું), રડ(વું); લડ(વું).
रध्, रन्ध्-રાંધ(વું).
आरभ् (आ+रभ्)-આરંભ(વું).
सुरभ् (सु+रभ)-સોડ(વું).
रम्-રમ(વું), રમણ કરવું,
विरम् (वि+रम्)-વિરમ(વું).
रस्-રસ(વું), રસ લેવો.

**रह्**=રહેવું–રહે(વું).
**राज्**–રાજ(વું).
**विराज्** ( **वि+राज्**)–વિરાજવું) બિરાજ(વું).
**रिष्**–રેંસ(વું).
**रुच्**–રુચ(વું).
**रोदितव्यकम्** (**रुद्**)–રો(વું).
**आरोदन** (**रुद्**)–આરડ(વું).
**रुध्**–રૂંધા(વું), રૂંધા(વું).
**रुष्**–રીસા(વું).
**रुष्ट** (**रुष्** ના ભૂ. કૃ. ) રૂઠયું.
**रोपयति** (**रुह्** રોપવું ના પ્રેરક)–રોપ(વું).
**लक्ष्**–લેખ(વું), લેખવ(વું).
**अवलक्ष्**–ઓળખ(વું).
**उपलक्ष्**–ઓળખ(વું).
**लग्**–લાગ(વું).
**विलग्**–વળગ(વું).
**लङ्घ्**–લાંઘ (વું), લંઘા(વું).
**उल्लङ्घ्** (**उद्+लङ्घ्**)–ઓળંગ(વું).
**लज्ज्**-લાજ(વું).
**लप्**–લવ(વું).
**विलप्**–વિલપ(વું).
**लभ्**=મેળવવું–લે(વું);લાહ(વું).
**लब्धः** (**लभ्** ના ભૂ. કૃ.)–લીધો.
**लम्ब्**–લંબાવ(વું).
**लल**-લાડ(વું).
**लस्**–લસ(વું).

**आलस्य** (**लस्** રમવું)–આળસ(વું).
**विलस्**=શોભ(વું)–વિલસ(વું).
**लिख्**–લખ(વું).
**आलिख्**–આળેખ(વું).
**आलिङ्ग्**=ભેટવું–આલિંગ(વું).
**लिप्**=લેપ કરવો–લીંપ(વું).
**लुट्, लुठ्**–લોટ(વું),આળોટ(વું).
**लुण्ट्**–લુંટ(વું).
**लुप्**-લોપ(વું).
**लुभ्**–લોભા(વું).
**लू**=કાપવું–લણ(વું).
**अवलोक्** (**लोक्** જોવું) અવલોક(વું).
**विलोक्**=ઓળખ(વું)–વિલોક(વું)
**आलोच्**(**लोच्**જોવું) આલોચ(વું)
**विलोच्**=નિહાળવું–વિલોચ(વું).
**वद्**–વદ(વું), વાદ કરવો.
**वन्द्**–વંદ(વું).
**वप्**–વાવ(વું).
**वम्**–વામ(વું)–વમન થવું.
**वर्ण्**–વર્ણ(વું).
**वर्ध्**=કાપવું–વાઢ(વું).
**वल्**–વળ(વું).
**वस्**–વસ(વું).
**वह्**–વહે(વું).
**निर्वह्**–નિભ(વું), નભ(વું).
**वा**–વા(વું).

**वाच्**–વાંચ(વું).
**विन्ध्**–વિંધ(વું).
**उपविश्**–બેસ(વું).
**उपविष्टः(उपविश्** નો ભૂ.કૃ.)–બેઠો.
**प्रविश्**–પેસ(વું).
**प्रविष्टः(प्रविश्**નો ભૂ.કૃ.)–પેઠો.
**समाविश् (सम्+आ+विश्)**–સમાવ(વું).
**परिविष् (परि+विष)**–પીરસ(વું).
**वीज्**-વીંજ(વું).
**वृ**-વર(વું)
**वृ**=ઢાંકવું=ચાર(વું).
**निवृ**=અટકાવવું–નિવાર(વું).
**वृज्**–વરજ(વું).
**वृत**–વર્ત(વું), વાટ(વું).
**वृध**–વાધ(વું)–વધ(વું).
**वृष्**–વરસ(વું).
**वे**–વણ(વું).
**प्रवे**–પ્રો(વું)–પરોવ(વું).
**शक्**–શક(વું).
**शंक्**–શંકા(વું).
**आशंक्**-આશંકા(વું).
**शद्**–સળ(વું).
**शद्**–સડ(વું).
**शप्**–શાપ(વું).
**शम्**–શમ(વું).
**शिक्ष्**–શીખ(વું).
**शिङ्घ्**–સૂંઘ(વું).
**शुच्**–શોચ(વું).
**शुध्**-શોધ(વું).
**शुभ्**–શોભ(વું), સોહ(વું).
**शुष्**–સૂક(વું),સૂકવ(વું),સુકા(વું), સોસા(વું).
**शृ**–શાર(વું).
**श्रम्**–શ્રમ લેવો.
**विश्रम्**–વિસમ(વું).
**उच्छ्रय्**–(**उद्+श्रि–श्रय्**)–ઊછર(વું).
**श्रु(शृणु)**–સૂણ(વું).
**श्वस्**–શ્વાસ–સાસ લેવો.
**शून(श्वि** સૂજવું નો ભૂ. કૃ.)–સૂણ(વું).
**सज्ज**–તૈયાર–સજ(વું).
**सह्**–સહે(વું).
**साध्**–સાધ(વું).
**सिच्**-સિંચ(વું).
**सिध्**–સીધ(વું), સિદ્ધ કરવું, સીધાવ(વું).
**सिव्**–સીવ(વું).
**प्रसू(प्र+सू**=જણ(વું)–પ્રસવ(વું).
**सूच्य(सूच्)**–સૂઝ(વું).
**सृ**–સર(વું)-સરીજવું.
**अनुसृ**-અનુસર(વું).
**उत्सृ(उद्+सृ)**-ઊસર(વું).

**अपसृ**–ઓસર(વું).
**निःसृ**–નીસર(વું).
**प्रसृ**–પસર(વું).
**सृज्**–સરજ(વું).
**सेव्**–સેવ(વું).
**स्तम्भ्**–થંભ(વું), થોભ(વું).
**स्तु**–સ્તવ(વું).
**आस्तृ (स्तृ** ઢાંકવું)–આથર(વું).
**प्रस्तृ**–પાથર(વું).
**विस्तृ**-વિસ્તર(વું).
**स्थग्**–ઠગ(વું).
**स्थाप (स्था**નો પ્રેરક)–સ્થાપ(વું) થાપ(વું); થાબડ(વું).
**उत्था (उद्+स्था)**–ઊઠ(વું), ઉઠાવ(વું), ઉથાપ(વું), ઉથામ(વું).
**स्थित (स्था** નો ભૂ. કૃ.)– થાક(વું).
**स्ना**–નહા(વું).
**स्पृश्**–સ્પર્શ(વું).
**स्फट्**–ફાટ(વું), ફાડ(વું).
**आस्फाल्**=પછાડ(વું)–અફાળ(વું) અફળા(વું).
**स्फुट्**–ફૂટ(વું).
**स्फोट (स्फुट)**–ફોડ(વું).
**स्मृ**–સ્મર(વું).
**विस्मृ**–વીસર(વું).
**संस्मृ**–સાંભર(વું).
**स्वप्**–સૂ(વું).
**स्विद्य(स्विद्** રાંધવું)–સીજ(વું).
**हन्**–હણ(વું).
**हस्**–હસ(વું).
**हिण्ड्**–હિંડ(વું).
**हृ**–હર(વું), હાર(વું).
**उद्धर् (उद्+हृ–हर्)**=ઊધ-ર(વું), ઉધાર(વું).
**प्रहृ**–પ્રહાર(વું).
**विहृ**-વિહાર(વું).
**संहृ**–સંહાર(વું)–સંધાર(વું).
**हृषित ( हृष**નો ભૂ. કૃ. )– હરખા(વું).
**हल्**=ધ્રુજવું–હાલ(વું).

---

# ખંડ ૩ જો. અધિક અભ્યાસી માટે

## ઉત્સર્ગ

સંસ્કૃત ભાષા પરથી પ્રાકૃત, પ્રાકૃત ભાષામાંથી અપભ્રંશ અને અપભ્રંશ ભાષા પરથી હાલની **ગુજરાતી** ભાષા ઉત્પન્ન થએલી છે. ભાષા વિકાર પામવાનું કારણ ઉચ્ચારની ખામી અને અન્ય પ્રજાનો

સમાગમ છે. વિદ્વાનોએ મૂળની અને હાલની ભાષાની સરખામણી કરી વિકારના નિયમો શોધ્યા છે, તેને **ઉત્સર્ગ** કહે છે. તે બતાવવાનો આ પ્રકરણનો **હેતુ** છે.

## સ્વર વિકાર

૧. **अ** નો **इ, उ, ए,** કે **ओ** થાય છેઃ—

**अ** નો **इ**—અંડકમ્-ઇંડું. ક્ષેપક-ખેપીઓ. શલ્યઃ—શીળો

**अ** નો **उ**—ઘર્ઘરી-ઘુઘરી. તરંગ-તુરંગ

**अ** નો **ए**—ગર્ગરી-ગાગેર. ફણા-ફેણ. મલ-મેલ. મસી-મેસ. વલ્લિ-પ્રા. વેલ્લી-વેલ. શય્યા-પ્રા. સેજ્જા,-સેજ, સજ્જા. સર-સેર. વાલુકા- વેળુ (**आ** નો **ए** થયો છે).

**अ** નો **ओ**—ખર્પર-ખોપરી. પ્રહર-પહોર. બદરી-બોરડી.

૨. **अ** નો **आ** કે **आ** નો **अ** થાય છેઃ—

**अ** નો **आ**—અધીન-આધીન દલ-દાળ. મરુપાટ-મારવાડ. વણિજ-વાણીઓ. હિંદોલ-હિંડોળા

**आ** નો **अ**—અપાંગ-અપંગ. આવાસ-અવાસ. કાન્ત-કંત, કંથ. દેવાલય-દેવળ. નાસ્તિ-નથી. અમાવાસ્યા-અમાસ. દિશા-દિશ. નિરીક્ષા-નીરખ. ભિક્ષા-ભીખ. રક્ષા-રાખ. રેખા-રેખ. લજ્જા-લાજ. વાર્તા-વાત. શર્કરા=સાકર. શાલા-(નિ)શાળ. શિક્ષા-શીખ. સંધ્યા-સાંજ. સેના-સેન.

૩. **इ** નો **अ, उ,** કે **ए** થાય છેઃ—

અક્ષિ-આંખ. કટિ-કેડ. કઠિન-કઠણ. કદલી-કેળ. કુક્ષિ-કૂખ. ખનિ-ખાણ. ગ્રંથિ-ગાંઠ. ચિન્તા-ચન્તા. નિર્બળ-નબળું. પિંડ-પંડ. મુરારિ-મોરાર. રાત્રિ-રાત. વહિની-વહાણ. સુદિ-સુદ (શુકલપક્ષ). ખ્યાતિ-ખ્યાત. ગતિ-ગત. જાતિ-જાત. જ્ઞાતિ-ન્યાત. નીતિ-નીત. પ્રીતિ-પ્રીત. રીતિ-રીત. સંગતિ-સંગત. સ્મૃતિ-સુરત. માનિની-માનની-માનુની. જનયિત્રી-જનિતા-જનેતા. પૌર્ણિમા-પુનેમ. વિરાગ-વેરાગ.

૪. **उ** નો **अ, ए** કે **ओ** થાય છેઃ—

કુંકુમ–કંકુ. ગુરુક–ગરવા, ગરવી. તનુ–તન. દુષ્કાળ–ડકાળ. પુરોહિત–પરોત. મધુ–મધ. મનુષ્ય–માણસ. મુકુટ–મુગટ. મુહૂર્ત–મહુરત–મુરત. વસ્તુ–વસ્ત–વસ. વિદ્યુત–વીજ(ળી). વિરૂપઃ–વરવો. સુપુત્ર–સપૂત. નૂપુર–નેવર (ઝાંઝર). ઉત્સવ–ઓચ્છવ. ઉદ્‌ગાર–ઓડકાર. ઉદ્ધાર–ઓદ્ધાર. ગુરુ–ગોર. ભૂમિ–પ્રા. ભૂઈ,–ભોંય, ભોંય. મુખ–પ્રા. મુંહ,–મોહ, મોહડું, મોઢું. મુરારિ–મોરાર.

૫. **ऋ** નો **अ, आ, इ** કે **उ** થાય છેઃ—

કૃષ્ણ–કહાન. વૃદ્ધઃ–પ્રા. વડ્ઢો–વડો. શૃંગાર–શણગાર. ઋણ–રણ (ઋનો ર). ઋતુ–રત (ઋનો ર). મૃત્તિકા–પ્રા. મટ્ટિઆ–માટી. અમૃત–પ્રા. અમિઅ–અમી. ગૃધ્ર–પ્રા. ગિદ્ધ–ગીધ. ઘૃત–પ્રા. ઘિઅ–ઘી. જામાતૃ–જામાઈ–જમાઈ. દૃષ્ટકમ્–પ્રા. દટ્ઠિઉં–દીઠું. પિતૃગૃહ–પ્રા. પિઇઘર–પિઇહર,–પીહર. ભ્રાતૃ–ભાઈ. ભ્રાતૃજ–ભત્રીજો. માતૃ–માઈ–મા. માતૃગૃહ–પ્રા. માઇઘર–માઈહર,–મહિયર. ઋક્ષ–રીંછ (ઋનો રી). ઋદ્ધિ–રિદ્ધિ (ઋનો રિ). ભ્રાતૃજાયા–ભાઉ(ભો)જાઈ. મૃતઃ–મુઓ. વૃદ્ધઃ–બુઢ્ઢો. સ્મૃતિ–સુરત.

૬. **ऐ** નો **ए** કે **इ** થાય છેઃ—

વૈદિકઃ—વેદિઓ. વૈર–વેર. તૈલ્લમ્–પ્રા. તેલ્લં–તેલ. વૈરાગિન્–વેરાગી. વૈવાહિક–વેવાહી. ધૈર્ય–ધીરજ. નૈવેદ્ય–નિવેદ.

૭. **औ** નો **ओ** કે **उ** થાય છેઃ—

ઔદ્યાની–ઉજાણી. ઔષધ–પ્રા. ઓસઢ–ઓસડ. ચૌર્ય–પ્રા. ચોરિઅ–ચોરી. મૌક્તિકમ્–પ્રા. મોત્તિઅં–મોતી. યૌવન–પ્રા. જોવ્વણ–જોબન. સૌભાગ્યમ=પ્રા. સોહગ્ગં, સોહાગ, સુહાગ. પૌરાણિક–પુરાણી. રૌપ્ય–રૂપું.

૮. **સ્વરોનો વ્યત્યયઃ**—કોઈ કોઈ પ્રસંગે શબ્દોમાં રહેલા સ્વરો ઉલટપાલટ થાય છે. જેમકે, ખટ્વા–ખાટ. બિંદુ–બુંદ. શકુન–સુકન. શ્મશ્રુ–પ્રા. મસ્સુ–મૂછ. કટિ–કેડ.

૯. **સ્વરવૃદ્ધિઃ**—કોઈ કોઈ પ્રસંગે શબ્દોમાં સ્વરોનો વધારો થાય

છે. જેમકે, મિથ્યા—અમથું. લોપ—અલોપ. વૃથા—અવરથા. (આદિ 'અ' ઉમેરાયો છે.)

## ઓકારાંત નરજાતિ શબ્દ

સંસ્કૃતમાં અકારાંત નરજાતિના પ્રથમના એકવચનમાં તેને છેડે **अस्** (અંત્ય **अ+स्** પ્રત્યય) આવે છે, તેનો ગુજરાતીમાં **ओ** થએલો છે. જેમકે, ઘટઃ—ઘડો, તારકઃ—તારો, દીપઃ—દીવો. નગ્નઃ—નાગો. રક્ષકઃ—રખો. રસઃ—રસો. રાસઃ—રાસો. વાસઃ=વાસો.

## ઉંકારાંત નાન્યતરજાતિ શબ્દ

સંસ્કૃતમાં અકારાંત નાન્યતરજાતિના પ્રથમના એકવચનમાં તેને છેડે **अम्** પ્રત્યય આવે છે, તેનો ગુજરાતીમાં ઉં થએલો છે. જેમકે, નમનમ્=નમણું. મરણમ્=મરણું. શરણમ્=શરણું. સારમ્=સારૂં. નવમ્=નવું. ઉજ્જવલમ્=ઊજળું.

## વ્યંજન વિકાર

૧. ઘણું કરીને શબ્દના આદિ વ્યંજનમાં ફેરફાર થતો નથીઃ—

કર્દમ—કાદવ. સાગર—સાયર. મક્ષિકા—માખી.

૨. **क्** અથવા **ष्** નો **ख्** થઈ જાય છેઃ—

કોણઃ—ખુણો. પાલક—પાલખ. રેષા—રેખા. વિષ—વિખ. હર્ષ—હરખ. કૂટમ્=ખોટું.

૩. **क्** નો **ग्** થઈ જાય છેઃ—

કાક—કાગ. પ્રકટ—પ્રગટ. બક—બગ. ભક્ત—ભગત. ભક્તિ—ભગતી. મુક્તિ—મુગતિ. મુકુટ—મુગટ. મુકુર—મોગરો. મૂકઃ—મૂગો. યુક્તિ—જુગતિ. રત્નાકર—રતનાગર. સકલ—પ્રા. સઅલ,—સગળું—સઘળું.

૪. લઘુતાવાચક કે સ્વાર્થે (તેના તેજ અર્થમાં) શબ્દને છેડે આવેલા **क्** નો **ड्**, **ल्** કે **ळ्** થાય છેઃ—

કાકકઃ—કાગડો. પુચ્છકમ્—પુંછડું. લોહક—લોહોડું, લોઢું. વૃક્ષકઃ—વરખડો, રૂખડો. એકકઃ—એકલો. અંધકઃ—આંધળો.

૫. **श्**, **ष्** **स्** નો **छ्** થાય છેઃ—

શ્રાવકઃ—પ્રા. છાવક–છોકરો. ષષ્–છ. સત્–છત, છતું. મનીષા–મંછા.

૬. **ચ્** અને **ય્** નો **જ્** થાય છેઃ—

**ત્વચ્**—તજ. અંતર્યામી–અંતરજામી. આશ્ચર્ય–અચરજ. યોગ્ય–જોગ. અયોગ્ય–અજોગ. ઉદ્યમ–ઊજમ. કાર્ય–કારજ. મર્યાદા–મરજાદા. યજ્ઞ–જગન. યતિ–જતિ. યત્ન–જતન. યંત્ર–જંત્ર. યમ–જમ. યશ–જશ. યાગ–જાગ. યજ્ઞ–જગ્ન–જગન. યાત્રા–જાત્રા. યાદવ–જાદવ. યુક્તિ–જુગતિ. યુગ–જુગ. યુદ્ધ–જુદ્ધ. યુવન્–જુવાન. યોગ–જોગ. સંયોગ–સંજોગ. યોગી–જોગી. યોધ–જોદ્ધો. વાદ્યકમ્–વાજું ( બોલવાનું–અવાજ કરવાનું સાધન ).

૭. **ત** વર્ગના અક્ષરોને ઠેકાણે **ટ** વર્ગના અક્ષરો થાય છેઃ—

મૃત્તિકા—પ્રા. મટ્ટિઆ–માટી. વર્તિ–પ્રા. વટ્ટિ–વાટ. ગ્રંથઃ–ગંઠો છિદ્રમ્–છીંડું. વર્ધમાન–વઢવાણ. વૃદ્ધઃ–બુઢ્ઢો,–વડો. પઠતિ–પઢે ( ઠ્ નો ઢ્ થયો છે ). મઠ–મઢી. ધુર્ય–ઢોર. દુષ્કાળ–ડકાળ. દેહલી–ડેહલી. દંશ–ડંખ.

**ન્** નો **ણ્**—અજ્ઞાન–અજાણ. અનુસાર–અણસારે, અણસારો. ઔદ્યાની–ઉજાણી. કઠિન–કઠણ. ખનિ–પ્રા. ખાણી–ખાણ. ગાનમ્–ગાણું. ચલન–ચલણ. જન–જણ. જમન–જમણ. જીવન–જીવણ. દાન–દાણ, દેણ. ધની–ધણી. ધમની–ધમણ. નયન–નેણ. નનાંદ્–નણંદ. પાનીય–પાણી. પાલન ( કમ્ )–પારણું, પાલણું. બંધનમ્–બાંધણું. ભાનુ–ભાણ. માન–મણ, માણું, માણી. માનુષ–માણસ. રજની–રેણ. લાભન–લહાણ. વચન–વેણ. વલન–વલણ. વહન–વેં'ન, વેણ. વહિની–વહાણ. વ્યાખ્યાન–વખાણ. સંધાન–સાંધણ. સુજ્ઞાન–સુજાણ. સ્થાનકમ્–અપ. થાણઉં–થાણું. સ્થાપન–થાપણ. સ્મશાન–મસાણ. હાનિ–હાણ.

૮. કોઈ પ્રસંગે **ણ્** નો **ન્** થાય છેઃ—

કર્ણ–પ્રા. કણ્ણ–કાન, કાનો. જૂર્ણકમ્–પ્રા. જુણ્ણઉં–જૂનું. પર્ણ–પ્રા. પણ્ણ–પાન. વર્ણ–વાન.

૯. ટ્ અથવા ત્ નો ટ થઈ ડ્ થાય છેઃ—

કટિ–કેડ. કપાટ–કમાડ. કીટઃ–કીડો. કીટિકા–કીડી. કુક્કુટઃ–કૂકડો. કોટિ (ટી)–કરોડ. ઘટઃ–ઘડો. ઘોટકઃ–ઘોડો. ચતુષ્પટઃ–ચોપડો. ઝાટ–ઝાડ. તટ–તડ, તેડ. પર્પટ–પાપડ. બટુકઃ–બડુઓ, બડવો. ભટ–ભડ=યોદ્ધો. મર્કટઃ–માકડો. વટઃ–પ્રા. વડો–વડ. વાટી–વાડી.

પ્રતિચ્છાયા–પડછાયો. પ્રતિપદ્–પડવે. (સ્ત્રી.) પ્રતિવેશી–પાડોશી. મૃતકમ્–મુડ(દું).

૧૦. ન્ નો લ્ અને લ્ નો ન્ થાય છેઃ—

કથની–કુથલી. નીલકંઠ–લીલકંઠ ( મોર, શિવ, ચાષપક્ષી ). નિમ્બકઃ–પ્રા. નિંબુઓ–લીંબડો (લીમડો). નીલ–લીલું. લાંગર–નાંગર.

૧૧. પ્ નો વ્, બ્ મ્ કે ફ્ થાય છેઃ—

કૂપ–કુવો. ગોપાલ–ગોવાળ. તાપ–તાવ. પશ્ચાત્તાપ–પસ્તાવો. દીપ-દીવો. દીપાવલી–દિવાળી. પ્રતિપદ્–પડવે. મંડપઃ–માંડવો. વાપી–વાવ. વિરૂપઃ-વરવો. સપાદ–સવા. આપદા–આબદા. કપાટ–પ્રા. કવાડ–કમાડ. સ્વપ્ન ( કમ્ )-સમણું. પાશઃ–ફાંસો. પનસ–ફણસ.

૧૨. વ્ નો બ્ થાય છેઃ—

ધાવક–ધોબી. વૃત્તિ–બત્તી. વિરાજિત–બિરાજ્યો. શવ–શબ.

૧૩. મ્ નો વ્ અને વ્ નો મ્ થાય છેઃ—

કર્દમ–કાદવ. વર્ધમાન–વઢવાણ. સુપર્વન્–સપરમો. સ્વપ્ન–પ્રા. સિમિણ–સમણું. આમ્ર–આંબો. તામ્ર–પ્રા. તંબ–તાંબું.

૧૪. ય્ નો ઇ, ને વ્ નો ઉ થઈ પાછલા સ્વર સાથે મળી એ કે ઓ થાય છેઃ—

ક્ષય–ખઇ–ખે. જય–જે. નયન–નેણ–નેન. ભય–ભઇ–ભે. રજની–રયણી–રેણ. નિયમ–નીમ-નેમ. પ્રત્યય–પતીજ. વિષય–વિષે. સમય–સમે. કવલ–કોળીઓ. ધવલકમ્–ધોળું. રસવતી–રસોડું. લવણ–લુણ. સ્વર–સુર.

૧૫. ડ, ર્, લ્, ળ્ અક્ષરો એકબીજાને સ્થાને બદલાય છેઃ–

ક્રોડઃ–ખોળો. ગુડ–ગોળ. તડાગ–તળાવ. અષ્ટવાર–અઠવાડીઉં. પક્ષવાર–પખવાડીઉં. કુઠારઃ–કુવાડો. બારાક્ષરી–બારાખડી. પ્રારબ્ધ–

પ્રાલબ્ધ, સરિતા–સલિતા. હરિદ્રા–હળદર. કપાલ–કપાળ. કાલમ્–કાળું. ગોલ–ગોળ, ગોળો. તાલકમ્–તાળું. વિશાલ–વિશાળ. પાલન (કમ્)–પારણું, પાલણું. શ્રીફલ–શ્રીફળ.

૧૬. શબ્દની આરંભે ન હોય એવા ख्, घ्, थ्, ध, भ्, નો ह् થાય છેઃ—

નખ–પ્રા. નહ–નહો(ર). મુખ–મુહ,–મોં. લેખકઃ–લહીઓ. દેવગૃહ–દેવઘર–દેહરૂં. પિતૃગૃહ–પ્રા. પિઇઘર–પિઇહિર,–પીયર. માતૃગૃહ–પ્રા. માઇઘર–માઇહિર,–મહીયર. મેઘ–મેહ. કથન–કહેણ. કથાનિકા–પ્રા. કહાણિઆ–કહાણી. પ્રથમ–પહેલું. અધુના–અહુણા–હમણા ગોધૂમ–પ્રા. ગોહૂમ–ઘઉં. દધિ–પ્રા. દહિં–દહીં, બધિરઃ–બહેરો. વધૂ–વહૂ–વહુ. વેધ–વેહ. સાધુકાર–સાહુકાર. આભીર–આહીર. લાભ–લાહવો.

કોઈ પ્રસંગે ह् નો घ्, ढ्, फ् થાય છેઃ–દાહઃ–ડાઘો. સિંહ–સિંઘ. સંહાર–સંઘાર. લોહ–લોઢું. ગુહા–ગુફા.

૧૭. श्, ष् નો स् થાય છેઃ—

કિંશુક–કેસુડું. વંશઃ–વાંસો. વિશ્રામઃ–વિસામો. શત–સો. શબ્દ–પ્રા. સદ્દ–સાદ. શર્કરા–પ્રા. સક્કરા–સાકર. શલાકા–મળી. શશકઃ–સસલો. શુષ્કમ્–સુકું. શુંડા–સૂંઢ. શૂન્ય–સૂન. શૃંખલા–સાંકળ. શ્યામલ (કમ્)–સામળું. શ્યાલઃ–સાળો. શ્યાલી–સાળી. શ્રીખંડ–સુખડ. શ્વસુરઃ–સસરો. શ્વશ્રૂ–સાસુ. શ્વાસ–સાસ. શ્વાસોચ્છ્વાસ–સાસોસાસ, શ્વાસોશ્વાસ. તૃષા–તરસ. મનુષ્ય–માણસ. મહિષી–ભેંસ. વર્ષ–વરસ. વરખે. પૌષ–પોસ.

૧૮. स् નો ह् થાય છેઃ—

ઉષ્ણકમ્–ઉન્હું, ઉનું (ष् નો स् થઇ). કૃષ્ણઃ–પ્રા. કણ્હો–કહાન. દિવસ–પ્રા. દિઅહ,–દિહ, દહાડો. પાષાણ–પહાણ. પ્રસ્તર–પહાડ. સ્ના–પ્રા. ણ્હા–નહા,–નહા(વું).

## વ્યંજનોનો લોપ

શબ્દની શરૂમાં ન હોય, અને જોડાક્ષરમાં ન હોય, એવા क्, ख्, ग्, घ्, ज, त्, द्, प्, य्, અને व् નો ઘણુંકરીને લોપ થાય

